कीर्तिस्फीतमरीचिमण्डितदिशा प्रौढप्रतिष्ठास्पृशाम्।
सूरीणां मुनिहीरहीरविजयाह्वानां शिवश्रीमतां,
राज्ये राजिनि विज्ञहेमविजयः सूक्तावलिं निर्ममे॥ ७०

અર્થ —શીળોએ કરીને સર્વે શીળધારીઓના, ગુણોએ કરીને ગુણવાનોના તથા બુદ્ધિએ કરીને બુદ્ધિવાનોના આ ગુરૂ શ્રેષ્ઠ છે, અને મ્હારા પણ ગુરૂ છે, એમ માનીને હુમાયુના પુત્રે એટલે અકબર બાદશાહે "આ જગતના ગુરૂ છે" એવી રીતની જનતમાં આનંદ કરનારી જેઓની પ્રખ્યાતિ કરેલી છે, એવા તથા ચંદન, ચન્દ્ર, મોતી, વિકાસી કમળ, તથા કૈલાસ પર્વત સમાન દેદીપ્યમાન થતી જે કીર્તિ, તેના દેદીપ્યમાન કિરણોથી મંડિત કરેલી છે દિશાઓને જેઓએ એવા ઉત્કૃષ્ટ કીર્તિવાળા તથા શિવશ્રીવાળા અને મુનિઓમાં હીરા સમાન, એવા શ્રી હીરવીજય સૂરિ મહારાજના મનોહર રાજ્યમાં એટલે સમયમાં પંડિત શ્રી હેમવિજય ગણિયે આ "કસ્તુરી પ્રકરણ" નામની સૂક્તાવલી રચી છે

( मालिनीवृत्तम् )

कमलविजयमज्ञमाज्ञपारींद्रपाद,-
द्वयकमलविलासे भृंगता सङ्गतेन।

४ ५
रसिकजनविनोदासृत्रिता सूक्तिमाला,
८ १० ६ ७ ८
श्रियमयतु जनाना कठपीठे लुठति ॥१८०॥

અર્થ -કમળવિજયજી ગણિ નામના મહાપંડિત ગુરૂના બન્ને ચરણોરૂપી કમળના વિલાસપ્રત્યે ભ્રમરતુલ્ય થએલા એવા શ્રી હેમવિજય ગણિજીએ બનાવેલી તથા માણસોને વિનોદ આપનારી આ "સૂક્તિમાળા" લોકોના કંઠસ્થળમા રહી થકી લક્ષ્મીને આપો ?

( वसन्ततिलकावृत्तम )

३
सत्सूत्रमौक्तिकमहोदधितुल्यगुफ',
१ ४ २
प्राज्ञेन्दुहेमविजयेन विनिर्मितो य ।
१० ७ ८ ५
आदाय सूक्तजलमबुधरा इवास्माद्,
११ १२ १३ ६
व्याख्याजुप क्षितितल सुगयतु सन्त ॥१८१॥

અર્થ -ઉત્તમ સૂત્રરૂપી મોતીઓના મહાસાગર સમાન આ રચના વિદ્વાનોમા ચન્દ્ર સમાન શ્રી હેમવિજયજી ગણિએ કરેલી છે, તેનાથી મેઘોની માફક ઉત્તમ માણસો "સૂક્તરૂપી" પાણીને લઈને, પૃથ્વીતળપર વ્યાખ્યા કરતા થતા સુખ પામો ?

એવી રીતે સકળ વિદ્વાનોના સમૂહરૂપી દેવોમાં ઇન્દ્ર સમાન પંડિત શ્રી કમળવિજયજી ગણિના શિષ્ય પંડિત શ્રી હેમવિજય ગણિએ રચેલી "કસ્તુરી પ્રકરણ" નામની સૂક્તિમાળા સંપૂર્ણ થઇ

•

॥ इतिश्रीकस्तुरीप्रकरग्रन्थम गा धयभाषा तरयुक्त समाप्त ॥





सच्चारित्रचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्रीसोमप्रभाचार्यकृत

श्री

# सिंदूरप्रकर-सूक्तमुक्तावली ॥

( મૂળ [illegible] અને ભાષાન્તર યુક્ત )

પ્રથમતો કર્તા નમસ્કારયુક્ત મંગલાચરણ કરી
શ્રોતાઓને આશીર્વાદ આપે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

सिंदूरप्रकरस्तपःकरिशिरःक्रोडे कषायाऽटवी,-
दावार्चिर्निचयः प्रबोधदिवसप्रारम्भसूर्योदयः ।
मुक्तिस्त्रीकुचकुम्भकुङ्कुमरसः श्रेयस्तरोः पल्लव-
प्रोल्लासः क्रमयोर्नखद्युतिभरः पार्श्वप्रभोः पातु वः ॥१॥

અર્થ –તપરૂપી હસ્તીના કુંભસ્થળને વિષે સિંદૂરના[1] સમૂહ સમાન, કષાયરૂપી[2] અટવીને બાળીને ખાખ કરવાને અગ્નિના સમૂહ સમાન, જ્ઞાનરૂપી દિવસના ઉદયના વિષે સૂર્યના ઉદય સમાન, મુક્તિરૂપ સ્ત્રીના કુચકુંભ ( સ્તનરૂપ ઘડા ) ને વિષે –અથવા–મુક્તિસ્ત્રીવદનૈકકુંકુમરસ –એવો પણ પાઠ છે, તેથી મુક્તિરૂપ સ્ત્રીના મુખકમળને વિષે કુંકુમના લેપ સમાન, અને કલ્યાણરૂપી વૃક્ષના નવપલ્લવ ( નવા અંકુરા )નું ઉત્પત્તિ સ્થાન; એવો શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરણના નખની કાંતિ સમૂહ તમારૂં રક્ષણ કરો.

હવે ગ્રંથકર્ત્તા સજ્જન પુરૂષોને વિનતિ કરે છે

३ ६ ४ ५ १ २
संत सतु मम प्रसन्नमनसो वाचा विचारोद्यता ,
१० ८ ९ १२ ११ १३ ७
सूतेऽम्भः कमलानि तत्परिमलं वाता वितन्वंति यत्,
१७ १४ १६ १५ १९ २० २१ १८ २२ २३ २४
किंवाभ्यर्थनयानया यदि गुणोऽस्त्यासां ततस्ते स्वयं,
२६ २५ २९ २८ २७ ३० ३१ ३२
कर्त्तारः प्रथनं न चेदथ यशः प्रत्यर्थिना तेन किम् ॥२॥

–અર્થ –કવિઓની વાણીના સારા નરસા વિચારને વિષે સાવધાન એવા સંત પુરૂષો મ્હારા ઉપર પ્રસન્નચિત્તવાળા થાઓ, કારણકે જળ તો કમળોને ઉત્પન્ન કરે છે, પરંતુ

---

૧ નખનો કાંતિસમૂહ રાતો હોવાથી તેને સિંદૂરના સમૂહની ઉપમા આપેલી છે. ૨ ક્રોધ, માન, માયા અને લોભ.

તેમની ગુણઘનો વિસ્તાર કરનાર તો પવનજ હોય છે તો મ્હારે તે (સજ્જનોને) આવી પ્રાર્થના કરવાની શી જરૂર છે? જો એ (મ્હારી વાણી) વિષે ગુણ હશે, તો તે (સજ્જનો) પોતેજ વિસ્તારને કરશે, નહિ તો યશના બંગી[1] સમાન એવા એ વિસ્તારે કરીને શું? અર્થાત્ કાંઈ નહીં.

હવે ગ્રન્થકર્તા આગમને અનુસાર ધર્મોપદેશ આપે છે

( उपजातिवृत्तम् )

१ २ ३ ४ ६ ७ ५
त्रिवर्गसंसाधनमन्तरेण, पशोरिवायुर्विफलं नरस्य।
८ ९ १० ११ १२१७१४ १५ १३ १६ १
तत्रापि धर्म्म प्रवरं वदंति, न तं विना यद्भवतोऽर्थकामौ॥

અર્થ —ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગના સાધન વિના મનુષ્યનું આયુષ્ય પશુના આયુષ્યની માફક નિષ્ફળ છે તે ત્રણને વિષે પણ ધર્મને શ્રેષ્ઠ કહે છે, કારણ કે, તે (ધર્મ) વિના અર્થ અને કામ બની શકતા નથી

હવે નરભવનું દુર્લભપણું જણાવે છે

( इन्द्रवज्रावृत्तम् )

१ ६ ३ ४ ५
य प्राप्य दुष्प्रापमिदं नरत्वं,
८ ८ ७ १० २
धर्मं न यत्नेन करोति मूढः।

---

१ યશનો નાશ કરનાર

क्लेशप्रचयेन स लब्धमर्थ्यं,
चिंतामणिं पातयति प्रमादात् ॥ ४ ॥

અર્થ -દુખે પ્રાપ્ત થઇ શકે એવુ મનુષ્યપણું પામીને જે મૂઢ પુરૂષ ઉદ્યમથી ધર્મ કરતો નથી, તે ઘણી મહેનતે પ્રાપ્ત કરેલા ચિંતામણિ (રત્ન) ને આળસથી સમુદ્રને વિષે નાખી દે છે

હવે મનુષ્યભવનો સર્વોત્કૃષ્ટ જય કહે છે
( मन्दाक्रान्तावृत्तम् )

स्वर्णस्थाले क्षिपति स रजः पादशौचं विधत्ते,
पीयूषेण प्रवरकरिणं वाहयत्यैधभारम् ।
चिंतारत्नं विकिरति कराद्वायसोड्डायनार्थं,
यो दुष्प्रापं गमयति मुधा मर्त्यजन्म प्रमत्तः ॥ ५ ॥

અર્થ -જે માણસ દુખે પામવા યોગ્ય એવા આ મનુષ્યભવને પ્રમાદને[1] વશ થઇ વૃથા ગુમાવે છે તે માણસ સોનાના સ્થાળને વિષે રજ (ધૂળ) નાખે છે, અમૃતથી પગ ધુએ છે, શ્રેષ્ઠ હસ્તી પાસે લાકડનો ભાર ઉપડાવે છે, અને કાગડાને ઉડાડી મૂકવા માટે હાથમાથી ચિંતામણિ રત્નને ફેંકી દે છે

---

१ मद विषय कषाय, निद्रा ओर विकथा

હવે મનુષ્યના વિષયસુખના માટે ધર્મનો ત્યાગ કરે તેનું મૂર્ખપણું બતાવે છે

८ १२ १३ ९ ११ १०
ते धत्तूरतरुं वपन्ति भवने प्रोन्मूल्य कल्पद्रुमं,
१६ १७ १८ १ १४ १५
चिन्तारत्नमपास्य काचशकलं स्वीकुर्वते ते जडाः।
२३ २२ २१ २५ २० २४
विक्रीय द्विरदं गिरीन्द्रसदृशं क्रीणन्ति ते रासभं,
१ ३ ५ ४ २ ७ ६
ये लब्धं परिहृत्य धर्ममधमा धावन्ति भोगाशया ॥३

અર્થ —જે મૂર્ખ પુરુષો પ્રાપ્ત થએલા ધર્મનો ત્યાગ કરીને ભોગની વાંછાએ અથ દોડે છે, અર્થાત્ વિષયોમાં પ્રવર્ત્ત છે, તે મૂર્ખ પુરુષો પોતાના ઘરને વિષે ઉત્પન્ન થએલા કલ્પવૃક્ષને ઉખેડી નાખીને ધતૂરાના વૃક્ષને વાવે છે, તે જડબુદ્ધિવાળા પુરુષો ચિંતામણિ રત્નને ફેંકી દઈને કાચનો કડકો ગ્રહણ કરે છે, અને પર્વત સમાન હસ્તીને વેચી દઈને ગધેડાને ખરીદ કરે છે

હવે મનુષ્યજન્મનું તેમજ ધર્મસામગ્રીનું દુર્લભપણું બતાવે છે

( शिखरिणीवृत्तम् )

२ ३ ४ ५ ६ ८ ७
अपारे संसारे कथमपि समासाद्य नृभवं,
१० ९ १ ११ २
न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः ।

ब्रुडन् पापाचारं प्रवरमपहाय प्रवहणं,
स मुग्धो मर्त्यानामुपलमुपलब्धुं प्रयतते ॥७॥

અર્થ -જે માણુસ આ અનંત સંસારને વિષે મહાકષ્ટે મનુષ્યભવ પામીને વિષયસુખની તૃષ્ણાથી વ્યાકુલ થઇ, ધર્મ કરતા નથી, તે મૂર્ખ ચિંતામણિ સમુદ્રને વિષે પડતો છતો ઉત્તમ વહાણને તજી દઇ પત્થરને ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે છે.

[illegible]

( शार्दूलविक्रीडितवृत्तम् )

भक्तिं तीर्थकरे गुरौ जिनमते संघे च हिंसाऽनृत-
स्तेयाब्रह्मपरिग्रहाद्युपरमं क्रोधाद्यरीणां जयम् ।
सौजन्यं गुणिसंगमिन्द्रियदमं दानं तपो भावनां,
वैराग्यं च कुरुष्व निर्वृतिपदे यद्यस्ति गंतुं मनः ॥८॥

અર્થ -હે ભવ્યજનો ? જો તમારી મોક્ષપદ પામવાની ઇચ્છા હોય તો ૧ શ્રી તીર્થંકર મહારાજ ૨ ગુરૂ, ૩ જૈન શાસન અને ૪ સંઘ-એ ચારની તમે ભક્તિ કરો, ૫

[illegible]

હિંસા, ૬ અસત્ય, ૭ ચોરી, ૮ મૈથુન, અને ૯ પરિગ્રહ-એ પાંચથી નિવર્તો, વળી ૧૦ ક્રોધ, ૧૧ માન, ૧૨ માયા અને ૧૩ લોભ-એ ચાર શત્રુઓને જીતો, ૧૪ (સર્વ જીવને વિષે) મૈત્રીભાવ (મિત્રતા) કરો, તથા ૧૫ ગુણવાન જનોની સંગત, ૧૬ પાંચે ઇન્દ્રિયોનું દમવું, ૧૭ (પાત્રને વિષે) દાન, ૧૮ તપશ્ચર્યા, ૧૯ શુભભાવ અને ૨૦ સંસાર થકી નિર્મળભાવ (વૈરાગ્ય) એ સૌ વાના કરો

હવે પ્રવચન ચાર કારોની તીર્થંકરભક્તિદ્વાર કહે છે

६ ५ ६ ७ ८ ८
पापं लुपति दुर्गतिं दलयति व्यापादयत्यापदं,
१ ११ १२ १३ १५ १६
पुण्यं संचिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ।
१६ १७ १ १८ २१ २०
सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,
२२ २३ २४ ४ २६ ३ १ २
स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चाऽर्हतां निर्मिता॥१॥

અર્થ-અરિહંત ભગવંતની કરેલી ભાવપૂજા પાપને દૂર કરે છે, દુર્ગતિનું નિવારણ કરે છે, આપત્તિનો (દુ:ખનો) વિનાશ કરે છે, પુણ્યને વધારે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે, આરોગ્યતાનું પોષણ કરે છે (શરીરે સુખી રાખે છે), સર્વજનોને વિષે પ્રશંસા પમાડે છે, પ્રીતિ ઉત્પન્ન કરે છે, અને યશને વધારે છે, તેમજ દેવતાની પદવી આપે છે, અને પરંપરાએ મોક્ષપદ પણ આપે છે

હવે જિનેશ્વર ભગવાનની ભાવપૂજાનું ફળ બતાવે છે

स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा,
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यञ्जसा,
यः श्रद्धाभरभाजनं जिनपतेः पूजां विधत्ते जनः ॥१०॥

અર્થ — જે માણસ અત્યંત શ્રદ્ધા સહિત શ્રી વીતરાગની ભાવપૂજા કરે છે તેને દેવલોક ઘરના આંગણાની પેઠે છે, મનોહર રાજ્યલક્ષ્મી તેની સાથે રહેનારી છે, તેના શરીરરૂપ ઘરને વિષે સૌભાગ્યાદિ ગુણોની શ્રેણી પોતાની ઇચ્છાએ ( આવીને ) વિલાસ કરે છે, તેનો સંસાર સુખથી તરી શકાય એવો થાય છે, અને મોક્ષ તો જલદી તેના હાથ તળે આવીને આળોટે છે

( शिखरिणी वृत्तम् )

कदाचिन्नातङ्कः कुपित इव पश्यत्यभिमुखं,
विदूरे दारिद्र्यं चकितमिव नश्यत्यनुदिनम् ।
विरक्ता कान्तेव त्यजति कुगतिः सङ्गमुदयो,
सुहृदिव जिनार्चां रचयतः ॥११॥

અર્થ -જીનેશ્વર ભગવાનની ભાવપૂજા કરનારા જોઈ ભય તો કોપ પામ્યો હોય તેમ ક્યારે પણ સામુ જોતો નથી, દારિદ્ર તો ભયભ્રાંત થયું હોય તેમ નિરંતર દૂર નાસે છે, કુમતિ તો વિરક્ત થએલી સ્ત્રીની પેઠે ગમન તજી દે છે, અને અભ્યુદય (પ્રતાપ-ઐશ્વર્યાદિ) મિત્રની પેઠે (તેના) સમીપપણાને મૂકતો નથી અર્થાત્ તેની પાસેજ રહે છે

હવે ભાવ પૂજાનું માહાત્મ્ય કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते,
यस्तं वन्दत एकशस्त्रिजगता सोऽहर्निशं वन्द्यते ।
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,
यस्तं ध्यायति क्लृप्तकर्मनिधनः स ध्यायते योगिभिः ॥

અર્થ -જે પુરુષ પુષ્પોવડે શ્રી વીતરાગ ભગવાનની પૂજા કરે છે તે દેવાંગનાઓના વિકસ્વર (પ્રમુદિત) થએલા નેત્રોથી પૂજાય છે, જે વીતરાગ ભગવાનને એકવાર પણ વંદન કરે છે તે રાત્રી દિવસ ત્રણે જગતના જનોથી વંદન પામે છે, જે તેમની સ્તુતિ કરે છે તે પરલોકને વિષે ઇંદ્રોના સમૂહથી સ્તુતિ પામે છે અને જે તેમનું ધ્યાન ધ-

છે તે આઠ કર્મનો ક્ષય કરીને અર્થાત્ સિદ્ધ અવસ્થા પામીને યોગી પુરૂષોથી ધ્યાન કરાય છે, અર્થાત્ યોગી પુરૂષો તે પુરૂષનું ધ્યાન કરે છે

હવે ગ્રન્થકર્તા ગુરૂભક્તિદ્વાર વર્ણવે છે

( वंशस्थवृत्तम् )

अवद्यमुक्ते पथि यः प्रवर्त्तते,
प्रवर्त्तयत्यन्यजनं च निःस्पृहः ।
स सेवितव्यः स्वहितैषिणा गुरुः,
स्वयं तरंस्तारयितुं क्षमः परम् ॥ १६ ॥

અર્થ—જે ગુરૂ પોતે પાપ રહિત માર્ગને વિષે પ્રવર્ત્તે છે અને બીજા માણસને પણ (તેવા માર્ગે) પ્રવર્તાવે છે, પોતે જાતે નિઃસ્પૃહ છે (પરિગ્રહાદિકની વાંછા રહિત છે), પોતે તરે છે અને બીજા માણસને પણ તારવાને સમર્થ છે, તેજ ગુરૂની હિતવાંછક પુરૂષોએ સેવા કરવી યોગ્ય છે

વળી ગુરૂસેવાનું ફળ જણાવે છે

( मालिनीवृत्तम् )

विदलयति कुबोधं बोधयत्यागमार्थं,
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।

अवगमयति कृत्याकृत्यभेदं गुरुर्यो,
भवजलनिधिपोतस्तं विना नाऽस्ति कश्चित् ॥२४॥

અર્થ — જે ગુરૂ મિથ્યાત્વનો નાશ કરે છે, સિદ્ધાંતોના અર્થને જણાવે છે, 'પુણ્ય એ સુગતિનો માર્ગ છે અને પાપ એ કુગતિનો માર્ગ છે,' એમ પ્રગટ કરે છે, અને વળી જે કરવા યોગ્ય અને નહી કરવા યોગ્ય કાર્યનો વિવેક સમજાવે છે; તે ગુરૂ વિના બીજો કોઈ ભવસાગરને વિષે વહાણની પેઠે તારનાર નથી.

( शिखरिणीवृत्तम् )

पिता माता भ्राता प्रियसहचरी सूनुनिवहः,
सुहृत्स्वामी माद्यत्करिभटरथाश्वः परिकरः ।
निमज्जन्तं जन्तुं नरककुहरे रक्षितुमलं,
गुरोर्धर्माऽधर्मप्रकटनपरात्कोऽपि न परः ॥२५॥

અર્થ — નરકખાણને વિષે પડતા જીવોને પુણ્ય અને પાપ સહી દેખાડનારા ગુરૂવિના બીજો કોઈ પિતા, માતા, ભાઈ, પ્રિય સ્ત્રી, પુત્રનો સમૂહ, મિત્ર, મદોન્મત્ત હસ્તી, સુભટ, અશ્વ તથા જોદ્ધા સ્વામી કે સેવકાદિ વર્ગ રક્ષણ કરવા ... નથી

હવે ગુરૂઓની આગ્નાનુ માહાત્મ્ય કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ ४ ३ ५ ६
किं ध्यानेन भवत्वशेषविषयत्यागैस्तपोभिः कृतं,
८ ७ १० ९ १२ ११
पूर्णं भावनयाऽलमिन्द्रियदमैः पर्याप्तमाप्तागमैः ।
१ १४ १५ १६ २० १९ १७ १८
किं त्वेकं भवनाशनं कुरु गुरुप्रीत्या गुरोः शासनं,
२३ २१ २२ २५ २६ २७ २८ २४
सर्वं येन विना विनाथबलवत् स्वार्थाय नाऽलं गुणा

અથ -ધ્યાન કરવાથી શુ ? સર્વ વિષયનો ત્યાગ કરવાથી પણ શુ ? તપશ્ચર્યા કરવાથી પણ શુ ? શુભ ભાવે કરીને પણ શુ ? ઇન્દ્રિઓના દમવાથી પણ શુ ? તથા સિદ્ધાંતના અભ્યાસથી પણ શુ ? ( અર્થાત્ એ સર્વ એકલા એટલે ગુરૂ વિના આજ્ઞાવિના નિષ્ફલ છે ) માટે અધિક પ્રીતિએ સંસારના ભ્રમણને નાશ કરનારા એવા ગુરૂના શિક્ષા વચનો અંગીકાર કર ? કે જેનાવિના અધિપતિ ( નાયક ) વિનાની સેનાની પેઠે ( એ ઉપર કહેલા ) ગુણો પોતપોતાના ફલ સાધનને માટે સમર્થ નથી અર્થાત્ નિષ્ફલ છે

હવે ચાર પ્રકારે કરીને જીનોક્ત સિદ્ધાંતનુ માહાત્મ્ય જણાવે છે

( शिखरिणीवृत्तम् )

४ ३ ६ ५ ८ ७ ९ ११ १०
न देवं नादेवं न शुभगुरुमेनं न कुगुरुं,

नधर्म्मं नाऽधर्म्मं न गुणपरिणद्ध न विगुणम ।
न कृत्य नाऽकृत्य न हितमहित नापि निपुणं,
विलोकते लोका जिनवचनचक्षुर्विरहिता' ॥१७॥

અર્થ –જૈનશાસ્ત્રરૂપ ચક્ષુથી રહિત એવા લોકો નથી દેવને જાણતા કે નથી કુદેવને જાણતા, નથી સુગુરૂને ઓળખતા કે નથી કુગુરૂને ઓળખતા, નથી જાણતા ધર્મ અધર્મને કે નથી જાણતા ગુણી નિર્ગુણીને, વળી કરવા યોગ્ય કાર્ય શુ છે? અને નહિ કરવા યોગ્ય શુ છે? તે પણ નથી જાણતા વળી પોતાને શુ સુખનુ કારણ છે? અને શુ દુખનું કારણ છે? તે પણ તેઓ સારી રીતે જાણતા નથી

( शार्दूलविक्रीडितवृत्तम )

मानुष्य विफलं वदति हृदयं व्यर्थं वृथा श्रोत्रयो-
र्निर्माण गुणदोषभेदकलना तेपाममभाविनीम् ।
दुर्वार नरकाधकूपपतन मुक्ति बुधा दुर्लभा,
सार्वज्ञ समयोदयारसमयो येपा न कर्णातिथि ॥१८॥

અર્થ –સર્વજ્ઞ શ્રી વીતરાગ ભગવાને કહેલો એવો દયામય આગમ જે પુરૂષોના મનમા નથી પસ્યો તેમના મનુષ્ય

ન્મન પડિતજનના નિષ્પાત કહે છે, તમના ચિત્તને નિરર્થક કહે છે, તેમની કણુઇન્દ્રિનુ બનાવવુ ગ્યા ( નમામુ ) છે તમનામ ગુણુનોના વિવેકનો વિચાર પણ દુર્લભ છે, તેમનું નરકરૂપ અધકારમન કુવાને વિષે પડવુ તે, એવી ગણવુ કઠણ છે અને તેમને મુક્તિ પણ દુર્લભ છે

१० ११ १२ १३ १४
पीयूष विषयज्जल ज्वलनवत्तेजस्तम स्तोमव-
१५ १ १६ १८ १ २
न्मित्र शात्रववत स्रज भुजगवच्चिन्तामणिं लोष्टवत् ।
२१ २२ ८ २३ ३
ज्योत्स्ना ग्रीष्मजधर्मवत स मनुते कारुण्यपण्यापण,
४ ५ ६ १ २ ३
जैनेन्द्र मतमन्यदर्शनसमं यो दुर्मतिर्मन्यते ॥ १० ॥

અર્થ -જે મૂર્ખજન કરુણારૂપી વસ્તુના હાટ ( દુકાન ) સમાન એવા જૈનેંદ્રના શાસનને અન્યદર્શન સમાન માને છે, તે અમૃતને ઝેર સમાન, જળને અગ્નિ સમાન, તડાગને અધકારના સમૂહ સમાન, મિત્રને શત્રુ સમાન, ફુલની માળાને સર્પ સમાન, ચિતામણિ રત્નને પત્થર સમાન અને ચદ્રમાની કાંતિને ઉનાળાના તાપ સમાન માને છે અત્ર અમૃતાદિક સમાન જૈનશાસન અને વિષયાદિક સમાન અન્યદર્શન જાણવુ

२ ३ ४ ५ ७ ६
धर्म्मं जागरयत्यघ विघटयत्युत्थापयत्युत्पथ
८ ९ ११ १० १३ १२
भिन्ते मत्सरमुच्छिनत्ति कुनयं मथ्नाति मिथ्यामतिम

वैराग्य वितनोति पुष्यति कृपा मुष्णाति तृष्णा च य-
त्तज्जैन मतमर्चति प्रथयति ध्यायत्यधीते कृती ॥२०॥

અર્થ –પંડિત પુરુષ જે જીનશાસનની પૂજા કરે છે, જેનો વિસ્તાર કરે છે, જેનું ધ્યાન કરે છે, અને વળી જેને પઠન કર (ભણે) છે, તે જૈનશાસન ધર્મનો ઉદ્યોત કરે છે, પાપને દૂર કરે છે, અનાચારનું નિવારણ કરે છે, દ્વેષ ભાવનો વિનાશ કરે છે, અન્યાયનો ઉચ્છેદ (નાશ) કરે છે, મિથ્યા મતિને દૂર કરે છે, વૈરાગ્યનો વિસ્તાર કરે છે, દયાનું પોષણ કરે છે અને લોભને દૂર કરે છે

હવે ચાર કાવ્યે કરીને સંઘના મહિમાનું વર્ણન કરે

रत्नानामिव रोहणक्षितिधर खं तारकाणामिव,
स्वर्ग कल्पमहीरुहामिव सर पङ्केरुहाणामिव ।
पाथोधिः पयसामिवेन्दुमहसा* स्थानं गुणानाममा,-
वित्यालोच्य विरच्यता भगवत सघस्य पूजाविधि ॥

અર્થ –હે ભવ્યજીવો ? જેમ રોહણાચલ પર્વત રત્નોનું, આકાશ તારાઓનું, સ્વર્ગ કલ્પવૃક્ષનું, સરોવર કમળ પુષ્પનું,

*शशीव महसा इति पाठ ।

સમુદ્ર ચંદ્રમા સમાન નિર્મળ જાણવું, અથવા ચંદ્રમા તેજનું નિવાસ સ્થાનક છે, તેમ આ (સંઘ) સર્વ ગુણોનું નિવાસ સ્થાન છે એમ ધારીને એ પૂજન કરવા યોગ્ય સંઘનો પૂજાવિધિ કરે

यः संसारनिरासलालसमतिर्मुक्त्यर्थमुत्तिष्ठते,
यं तीर्थं कथयन्ति पावनतया येनाऽस्ति नाऽन्यः समः।
यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्माच्छुभं जायते,
स्फूर्तिर्यस्य परा वसन्ति च गुणा यस्मिन्स संघोऽर्च्यताम्।

અર્થ —હે ભવ્ય જીવાત્માઓ? જે સંઘ, સંસારના ત્યાગને વિષે ઇચ્છાવાળી છે બુદ્ધિ જેની એવો છતા મુક્તિના સાધનને માટે સાવધાન થાય છે, વળી જે પવિત્રપણાએ કરીને તીર્થરૂપ કહેવાય છે, જેના સમાન બીજો કોઈ નથી, જેને તીર્થંકર મહારાજા પણ વ્યાખ્યાનને અવસરે 'नमो तित्थस्स' એમ કહી નમસ્કાર કરે છે, જેનાથી સજ્જનોનું કલ્યાણ થાય છે, જેનો ઉત્કૃષ્ટ મહિમા છે, અને જેને વિષે (અનેક) ગુણો રહે છે, એવા તે (ચતુર્વિધ) સંઘની પૂજા કરો

लक्ष्मीस्त स्वयमभ्युपैति रभसा कीर्त्तिस्तमालिंगति,
प्रीतिस्त भजते मति प्रयतते त लब्धुमुत्कठया ।
स्व श्रीस्त परिरब्धु मिच्छति मुहुर्मुक्तिस्तमालोकते,
य. सघ गुणराशिकेलिमदन श्रेयोरुचि सेवते ॥२३॥

અર્થ —ગુણોના સમૂહના ક્રીડાઘર એવા શ્રીસઘને કલ્યાણને વિષે રૂચિવાળો એવો જે પુરૂષ સેવે છે, તે પુરૂષને સપત્તિ જ પોતાની મેળે સન્મુખ આવે છે, કીર્તિ આલીંગન દેછે, પ્રીતિ સેવે છે, બુદ્ધિ ઉત્સુકતાથી તેને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે, સ્વર્ગલક્ષ્મી તેને વારવાર આલીંગન દેવાને ઈચ્છે છે અને મુક્તિશ્રી તેને જોયા કરે છે

यद्भक्ते फलमर्हदादिपदवीमुख्य कृषे. सस्यवत्,
चक्रित्व त्रिदशेन्द्रतादि तृणवत प्रासगिक गीयते ।
शक्ति यन्महिमस्तुतौ न दधते वाचोऽपि वाचस्पते,
सघ सोऽघहर पुनातु चरणन्यासै' सता मदिरम् ॥२४

અર્થ —ધાન્યપ્રાપ્તિ જેમ ખેતીનુ ફળ છે, તેમ અરિહંતાદિકની પદવી એજ જે (સઘ)ની ભક્તિનુ મુખ્ય ફળ છે, વળી જે સઘને ક્ષેત્રના ઘાસની પેઠે ચક્રવર્તિપણુ, દેવ

सर्पना तडनाने विष जम छाया न होय, तेम तप अने नगमनी कथापण होती नथी, एवा असत्य वचनने बुद्धि मान पुरुषो कष्ट आवे छते पण बोलता नथी

हवे असत्यपणाना दोष बतावे छे

( वशस्थवृत्तम् )

असत्यमप्रत्ययमूलकारणं,
कुवासनासद्म समृद्धिवारणम् ।
विपन्निदानं परवंचनोर्जितं,
कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ ३१ ॥

अर्थ – अविश्वासनु मूलकारण, माठी वासना एटले पाप बुद्धिनु घर, लक्ष्मीने वारनारु, आपत्तिओनु कारण, अन्य जनोने छेतरवामां बळवान अने अपराधी एवु जे असत्य वचन, तेने पंडित जनोए तज्यु छे –

हवे चोरी नही करवाना प्रभावनु वर्णन करे छे

( शार्दूलविक्रीडितवृत्तम् )

तस्याऽग्निर्जलमर्णवः स्थलमरिर्मित्रं सुराः किंकराः,
नगरं गिरिर्गृहमहिर्माल्यं मृगारिर्मृगः ।

१२ १३ २४ २५ २६ २७ २८
पाताल विलमस्त्रमुत्पलदल व्यालः शृगालो विष,
२ ३१ ३२ ३० ३ २ ४ १
पीयूष विषम सम च वचन सत्याचितं वक्ति य ॥३२

અર્થ -જે પુરૂષ સત્યતાયુક્ત વચન બોલે છે તેને અગ્નિ જળસમાન, સમુદ્ર સ્થળસમાન, શત્રુ મિત્રસમાન, દેવતા સેવકસમાન, વન નગરસમાન, પર્વત ઘરસમાન, સર્પ ફૂલની માળાસમાન, સિંહ મૃગસમાન, પાતાળ છિદ્રસમાન, શસ્ત્ર કમળપત્રસમાન, હસ્તી શિયાળસમાન, વિષ અમૃતસમાન, અને વિષમ સ્થાન સંપત્તિના સ્થાન સમાન થાય છે

હવે અ ત્તાદાન વ્રત વર્ણવે છે

( मालिनीवृत्तम् )

६ ७ ५ ६ १ ८
तमभिलपति सिद्धिस्त वृणीते समृद्धि-
१२ १३ ११ १६ १५ १४
स्तमभिसरति कीर्तिर्मुंचते त भवार्त्तिः ।
१६ १७ १८ २२ २३ २० २१
स्पृहयति सुगतिस्त नेक्षते दुर्गतिस्त,
२८ २४ २५ १ ३ ४ २
परिहरति विपत्त यो न गृह्णात्यदत्तम्॥३३॥

અર્થ -જે પુરૂષ નહિ આપેલુ અર્થાત્ પારકુ ( કાંઈ પણ ) નથી ગ્રહણ કરતો તે પુરૂષની મુક્તિ ઈચ્છા કરે છે, સમૃદ્ધિ તેને વરે છે, યશ તેની પાસે જાય છે, સંસારના દુઃખ તેને તજી દે છે, સુગતિ તે પુરૂષની વાંછા કરે છે,

ગૈતિ તના સામુ જોતી નથી, અને વિપત્તિ તો તેને ત્યાગ
ન કરે છે

હવે અદત્ત આદિ ચાર -સ્નાન ફાયદા જણાવે છે

( शिखरिणीवृत्तम् )

अदत्त नाऽऽदत्ते कृतसुकृतकाम किमपि य,
शुभश्रेणिस्तस्मिन् वसति कलहंसीव कमले।
विपत्तस्माद्दर व्रजति रजनीवाम्बरमणे-
र्विनीत विद्येव त्रिदिवशिवलक्ष्मीर्भजति तम् ॥३४

અર્થ -પુણ્યની ઇચ્છા કરનારો જે મનુષ્ય, કોઇપણ અદત્ત પદાર્થ લેતો નથી, તે પુરુષને વિષે, કમલને વિષે જેમ રાજહંસી રમે છે, તેમ કલ્યાણનો સમૂહ વાસ કરે છે, વળી સૂર્યથી જેમ રાત્રી નાસી જાય છે, તેમ તે પુરુષથી વિપત્તિ દૂર જતી રહે છે, અને જેમ વિદ્યા, વિનયી પુરુષ પાસે આવે છે, તેમ સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી તે પુરુષને સેવે છે

હવે બે ગાથામાં ચોરીના દોષો બતાવે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

यन्निर्वर्तितकीर्तिधर्मनिधन सर्वागसा साधन,
प्रोन्मीलद्वधबन्धन विरचितक्लिष्टाशयोद्बोधनम् ।

७ ८
दौर्गत्यैककनिबन्धनं कृतसुगत्याश्लेषसंरोधनं,
९ ११ १४ ११ १० १२ १३
प्रोत्सर्प्पत्प्रधनं जिघृक्षति न तद्धीमानदत्तं धनम् ॥३६॥

અર્થ—જેનાથી કીર્તિ તથા ધનનો નાશ થાય છે, જે સર્વ અપરાધોનું કારણરૂપ છે, જેનાથી પ્રહાર બંધન આદિ પ્રગટ થાય છે, જે દુષ્ટ અભીપ્રાયને પ્રગટ કરે છે, જે દરિદ્રનું એકજ કારણ છે, જે સુગતિને પ્રાપ્ત કરતા નિવારણ કરે છે, અને જેનાથી મરણ થાય છે, એવું જે અદત્ત ધન, તેને બુદ્ધિમાન પુરૂષો ગ્રહણ કરતા નથી

( हरिणावृत्तम् )

१
परजनमनःपीडाक्रीडावनं वधभावना-
२ ३
भवनमवनिव्यापिव्यापल्लताघनमण्डलम् ।
४ ५ ६
कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलं,
१० ११ ७ ८
नियतमनुपादेयं स्तेयं नृणां हितकांक्षिणाम् ॥३७

અર્થ—અન્ય જનોના મનની પીડાને
ચેતવનના ધ રૂપ, પૃ
લતાઓ, તેને વ
પે જવાના માર્ગરૂ
ભોગળ ) રૂપ,

નિશ્ચે હિતવાંછક જનોએ ગ્રહણ કરવા યોગ્ય નથી

હવે પરસ્ત્રીગમન કરનારને આપદા દેખાડે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

१२ ( १० ११ १३ १४
दत्तस्तेन जगत्यकीर्त्तिपटहो गोत्रे मषीकूर्चक,
१५ १६ १७ १८
चारित्रस्य जलाञ्जलिर्गुणगणारामस्य दावानल ।
२० १९ २१ २३ २२
सकेन सकलापदां शिवपुरद्वारे कपाटो दृढ़,
१ ५ ६ ३ ७ ४ २
*कामार्त्तस्त्यजति प्रबोधयति वा स्वस्त्रीं परस्त्री न य ॥२७

અર્થ -કામથી પીડાએલો જે માણસ પોતાની સ્ત્રીને બોલાવતો નથી અને પરસ્ત્રીને તજતો નથી તેણે જગતને વિષે અપકીર્તિરૂપ ઢોલ વગડાવ્યો છે, પોતાના ગોત્રને મષી (મેશ) નો કૂચડો દીધો છે, સયમને જલાંજલિ આપી છે-અર્થાત્ ચારિત્ર તેનાથી દૂર રહે છે, ગુણ સમૂહરૂપી ઉદ્યાનને વિષે દાવાનલ સળગાવ્યો છે, સર્વ આપત્તિઓને પોતાની પાસે બોલાવી છે, અને મોક્ષરૂપી નગરીના દ્વારને વિષે કમાડ મજબૂત બંધ કર્યાં છે

( તે બદલ મા પે કરીને શીલવ્રતનુ વર્ણન કરે છે

* शीलं यत्न निज [illegible] [illegible] चिन्तामणि
पाठ ॥

व्याघ्रव्यालजलानलादिविपदस्तेषां व्रजन्ति क्षयं,
कल्याणानि समुल्लसन्ति विबुधाः सांनिध्यमध्यासते।
कीर्तिः स्फूर्तिमियर्ति यात्युपचयं धर्मः प्रणश्यत्यघं,
स्वर्निर्वाणसुखानि संनिदधते ये शीलमाबिभ्रते ॥३८॥

અર્થ —જે માણસો શીલવ્રતને ધારણ કરે છે, તેમની વાઘ, સર્પ, જળ, અગ્નિ પ્રમુખ આપત્તિઓ નાશ પામે છે, કલ્યાણ વૃદ્ધિ પામે છે દેવતાઓ સહાય્ય કરે છે, કીર્તિ વિસ્તાર પામે છે, ધર્મ પોષણ (વૃદ્ધિ) પામે છે, પાપ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષના સુખ પાસમાં આવે છે

( मालिनीवृत्तम् )

हरति कुलकलङ्कं लुम्पते पापपङ्कं,
सुकृतमुपचिनोति श्लाघ्यतामातनोति।
नमयति सुरवर्गं हन्ति दुर्गोपसर्गं,
रचयति शुचिशीलं स्वर्गमोक्षौ सलीलम् ॥३९॥

અર્થ —નિર્મળ એવું શીલવ્રત કુળના કલંકનું હરણ કરે છે, પાપરૂપી કાદવને લોપે છે, સુકૃત્યની વૃદ્ધિ કરે છે, પ્રશંસાનો વિસ્તાર કરે છે, દેવતાઓના સમૂહને નમાવે છે,

ભયંકર ઉપસર્ગોને હણે છે, તથા રમત માત્રમાં સ્વર્ગ અને મોક્ષને આપે છે

(शार्दूलविक्रीडितवृत्तम्)

तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति,
व्यालोऽप्यश्वति पर्वतोऽप्युपलति क्ष्वेडोऽपि पीयूषति।
विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां-
नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम्॥

અર્થ - શીલવ્રતના પ્રભાવથી મનુષ્યને નિશ્ચે અગ્નિ જળ સમાન, સર્પ પુષ્પની માળાસમાન, વાઘ હરિણસમાન, હસ્તી અશ્વસમાન, પર્વત પથરસમાન, વિષ અમૃતસમાન, વિઘ્ન ઉત્સવસમાન, શત્રુ મિત્રસમાન, સમુદ્ર ક્રીડા કરવાના સરોવર સમાન અને અટવી પોતાના ઘરસમાન થાય છે

હવે ચાર શ્લોકે કરીને પરિગ્રહનું વિવેચન કરે છે

कालुष्यं जनयन् जडस्य रचयन् धर्मद्रुमोन्मूलनं,
क्लिश्यन्नीतिकृपाक्षमाकमलिनीं लोभाम्बुधिं वर्द्धयन्।
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवासं दिशन्,

निःपाप तरे

१७१-  १८  १४  १५  १
**कि न क्लेशकर. परिग्रहनदीपूर प्रवृद्धि गत' ॥४१॥**

અર્થ—જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર નિર્મળ જળને મલીન કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ મૂખ મનુષ્યોના ચિત્તને મલીન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કાઠે રહેલા વૃક્ષોને ઉખેડી નાખે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ ધર્મરૂપી વૃક્ષનુ ઉન્મૂલન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કમલિનીઓને પીડા કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ નીતિ, દયા અને ક્ષમારૂપ કમલિનીને પીડા કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનું પૂર પણ લોભ રૂપી સમુદ્રને વૃદ્ધિ પમાડે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કાઠાઓને તોડી નાખે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ ધર્મરૂપ મર્યાદાના તટરૂપ ચારિત્રને ઉખેડી નાખે છે તેમજ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર જેમ હસોને ઉડાડી મૂકે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ શુભ મનરૂપી હસને ઉડાડી મૂકે છે એવુ જે નવવિધ[1] પરિગ્રહરૂપી નદીનુ પૂર, તે વૃદ્ધિ પામે છતે શું કલેશકારી નથી ? અર્થાત્ છેજ

---

૧ ધન ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપુ, સોનુ, ત્રાંબુ, પીતળ, દ્વીપદ અને ચતુષ્પદ

ભયંકર ઉપસર્ગોને હણે છે, તથા રમત માત્રમાં સ્વર્ગ અને મોક્ષને આપે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति,
व्यालोऽप्यश्वति पर्वतोऽप्युपलति क्ष्वेडोऽपि पीयूषति।
विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां,
नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम्॥

અર્થ -શીલવ્રતના પ્રભાવથી મનુષ્યને નિશ્ચે અગ્નિ જળ સમાન, સર્પ પુષ્પની માળાસમાન, વાઘ હરણિસમાન, હસ્તી અશ્વસમાન, પર્વત પત્થરસમાન, વિષ અમૃતસમાન, વિઘ્ન ઉત્સવસમાન, શત્રુ મિત્રસમાન, સમુદ્ર ક્રીડા કરવાના સરોવર સમાન અને અટવી પોતાના ઘરસમાન થાય છે

હવે બાર ગાથે કરીને પરિગ્રહનુ વિવેચન કરે છે

कालुष्यं जनयन् जडस्य रचयन् धर्म्मद्रुमोन्मूलनं,
*क्लिश्यन्नीतिकृपाक्षमाकमलिनीं लोभाम्बुधिर्वर्द्धयन्।
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवासं दिशन्,

*नि-पाठान्तरे

१७ १ १८ १४ ११ १६
कि न क्लेशाकर परिग्रहनदीपूर' प्रवृद्धि गत. ॥४१॥

અર્થ—જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર નિર્મળ જળને મલીન કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ મૂર્ખ મનુષ્યોના ચિત્તને મલીન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કાંઠે રહેલા વૃક્ષોને ઉખેડી નાખે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનું પૂર પણ ધર્મરૂપી વૃક્ષનુ ઉન્મૂલન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કમલિનીઓને પીડા કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ નીતિ, દયા અને ક્ષમારૂપ કમલિનીને પીડા કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનું પૂર પણ લોભરૂપી સમુદ્રને વૃદ્ધિ પમાડે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કાંઠાઓને તોડી નાખે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ ધર્મરૂપ મર્યાદાના તટરૂપ ચારિત્રને ઉખેડી નાખે છે તેમજ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર જેમ હંસોને ઉડાડી મૂકે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ શુભ મનરૂપી હંસને ઉડાડી મૂકે છે એવુ જે નવવિધ[1] પરિગ્રહરૂપી નદીનુ પૂર, તે વૃદ્ધિ પામે છતે શું ક્લેશકારી નથી? અર્થાત્ છેજ

---

૧ ધન ધાન્ય, [illegible] પુ [illegible], નાણું, [illegible]

१३। १० १४ १५ १
किं न क्लेशकर. परिग्रहनदीपूर प्रवृद्धि गतः ॥४१॥

અર્થ—જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર નિર્મળ જળને મલીન કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ મૂર્ખ મનુષ્યોના ચિત્તને મલીન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કાંઠે રહેલા વૃક્ષોને ઉખેડી નાખે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનું પૂર પણ ધર્મરૂપી વૃક્ષનુ ઉન્મૂલન કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર કમલિનીઓને પીડા કરે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનુ પૂર પણ નીતિ, દયા અને ક્ષમારૂપ કમલિનીને પીડા કરે છે જેમ વૃદ્ધિ પામેલુ નદીનુ પૂર સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ વૃદ્ધિ પામેલુ પરિગ્રહરૂપી નદીનું પૂર પણ લોભ

( उपेन्द्रवज्रावृत्तम् )

निधाय मायां विविधैरुपायैः, परस्य ये वंचनमाचरंति।
ते वंचयंति त्रिदिवापवर्ग-सुखान्महामोहसखाः स्वमेव॥

અર્થ —જેઓ વિવિધ પ્રકારના ઉપાયોથી માયા રચીને પરજનને છેતરે છે, તેઓ મહા અજ્ઞાનયુક્ત છતા પોતેજ સ્વર્ગ અને મોક્ષના સુખથી પોતાના આત્માને છેતરે છે

( वंशस्थावृत्तम् )

मायामविश्वासविलासमंदिरं,
दुराशयो यः कुरुते धनाशया।
सोऽनर्थसार्थं न पतंतमीक्षते,
यथा बिडालो लगुडं पयः पिबन् ॥ ७८ ॥

અર્થ —જે દુષ્ટ આશયવાળો માણસ દ્રવ્યની આશાથી, અવિશ્વાસને રમવાના ઘરરૂપી એવી માયા (કપટ)ને રચે છે, તે બિલાડી જેમ દૂધ પીતી છતી દંડનો પ્રહાર (થશે એમ) જાણતી નથી, તેમ કષ્ટનો સમૂહ આવી પડશે એમ જાણતો નથી.

( वसंततिलकावृत्तम् )

मुग्धप्रतारणपरायणमुज्जिहीते,

३ ६ २
यत्पाटव कपटलपटचित्तवृत्ते' ।
१७ १४ १३ ७ ८ १५
जीर्यत्युपप्लवमवश्यमिहाऽप्यकृत्वा,
१६ १० १२ ११ ८ ६
नाऽपथ्यभोजनमिवामयमायतौ तत् ॥८६॥

અર્થ —જેમ અપથ્ય ભોજન રોગ કર્યા વિના પરિણમતુ નથી, તેમ કપટને વિષે લંપટ ચિત્તવૃત્તિવાળા મનુષ્યનુ મૂર્ખજનને છેતરવામા તત્પર એવુ જે ચાતુર્ય પ્રકટ થાય છે, તે ભવિષ્યમા ઉપદ્રવ કર્યા વિના પરિણામ પામતું નથી

હવે લોભના ત્યાગ બતાવે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ ४ ५ ६ ८ ७
यद्दुर्गामटवीमटति विकट क्रामति देशातर,
११ ८ १० १२ १३ १४
गाहते गहन समुद्रमतनुक्लेशा कृषि कुर्वते ।
१७ १५ १६ १८
सेवते कृपण पति गजघटासघट्ट दुःसचर,
२० १८ १ २१ २२
सर्पंति प्रधन धनाधिनधियस्तल्लोभविस्फूर्जितम् ॥८७॥

અર્થ —ધનથી અંધ થઇ છે બુદ્ધિ જેની એવા પુરુષો જે વિષમ અટવીનેવિષે ભ્રમણ કરે છે, વિકટ પરદેશનેવિષે ફરે છે. ગહન સમુદ્રનુ ઉલ્લંઘન કરે છે, અંદુ ...ડુ પાવાની

ખેતી કરે છે, કૃપણ પતિની સેવા કરે છે, અને હસ્તીઓના સમૂહના સંઘટ્ટ ( પાસે પાસે રહેવા )થી અંદર પ્રવેશ ન થઈ શકે એવા સંગ્રામને વિષે પણ જાય છે, એ સર્વ લોભનું ચેષ્ટિત છે

मूलं मोहविषद्रुमस्य सुकृताम्भोराशिकुम्भोद्भवं,
क्रोधाग्नेररणिं प्रतापतरणिप्रच्छादने तोयदं ।
क्रीडासद्म कलेर्विवेकशशिनः स्वर्भानुरापन्नदी-
सिंधुं कीर्तिलताकलापकलभो लोभं पराभूयताम् ॥७८

અર્થ —અજ્ઞાનરૂપી વિષવૃક્ષનું મૂળ, સુકૃત્યરૂપી સમુદ્રને ( શોષણ કરવાને ) અગસ્ત્યઋષિસમાન, ક્રોધરૂપી અગ્નિને ( સળગાવવાને ) અગ્નિના કાષ્ઠસમાન, પ્રતાપરૂપી સૂર્યને ઢાંકવાના મેઘસમાન, કલેશનું ક્રીડાગૃહ, વિવેકરૂપી ચંદ્રમાને ( ગળી જવાને ) રાહુસમાન, આપત્તિરૂપી નદીઓના સમુદ્ર સમાન, અને કીર્તિરૂપી લતાના સમૂહનો નાશ કરવામાં હસ્તીસમાન એવો જે લોભ, તેનો પરાભવ કરો

( वसन्ततिलकावृत्तम् )

निःशेषधर्मवनदाहविजृम्भमाणे,
दुःखौघभस्मनि विसर्पदकीर्तिधूमे ।

४ १
वाद २न रनममागमदीप्यमाने,
६ ८ ९ ७
लोभानले शलभना लभते गुणौघ. ॥७९॥

અર્થ -સમસ્ત ધર્મરૂપી વનને બાળવાથી વિસ્તાર પામતા, દુઃખોના સમૂહરૂપી ભસ્મવાળા, પ્રસરતા અકીર્તિરૂપી ધુમાડાવાળા, અને ધનરૂપી ઇંધનના સમાગમથી અત્યંત જાજ્વલ્યમાન એવા લોભરૂપી અગ્નિને વિષે ( સર્વ ) સદ્ગુણોનો સમૂહ પતંગપણાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ એવા લોભરૂપ અગ્નિમાં પડીને સદ્ગુણોનો સમૂહ બળી જાય છે

હવે સંતોષના ગુણો કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

८ ७ ६ ८ ५ ११ १०
जात कल्पतरु पुर सुरगवी तेषा प्रविष्टा गृहे,
१ १२ १४ १३ १० १५ १६
चितारत्नमुपस्थित करतले प्राप्तो निधि' सनिधिम् ।
१८ २१ १ २० २३ २
विश्व वश्यमवश्यमेव सुलभा स्वर्गापवर्गश्रियो,
३ २ ४
ये सतोषमशेषदोषदहनध्वंसाम्बुद बिभ्रते ॥ ८० ॥ .

અર્થ -સમસ્ત દોષરૂપી અગ્નિને શમાવવામાં મેઘસમાન એવો જે સંતોષ તેને જે પુરુષો ધારણ કરે છે, તેમની આગળ ક [illegible] થયુ છે, તેમના ઘરને વિષે કામધેનુ પ્રવેશ કર્યો [illegible] હસ્તતળને વિષે ચિંતામણિ રત્ન

થયુ છે, તેમજ તેમને સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી અવશ્ય સુલભ છે ( એમ સમજવુ )

હવે સૌજન્ય રાખવાનો ઉપદેશ આપે છે

( शिखरिणीवृत्तम् )

५ ३ ४ १ २
वरं क्षिप्तः पाणिः कुपितफणिनो वक्त्रकुहरे,
८ ८ ६ ७
वरं झम्पापातो ज्वलदनलकुण्डे विरचितः ।
१४ १३ १० ११ १२
वरं प्रासप्रान्तः सपदि जठरान्तर्विनिहितो,
२१ २२ २० १५ १ १८ १ १७
न जन्यं दौर्जन्यं तदपि विपदां सद्म विदुषा ॥

અર્થ -કોપાયમાન થએલા સર્પના મુખનેવિષે હાથ નાખવો તે સારો, બળવાયમાન અગ્નિના કુંડનેવિષે ઝંપાપાત કરવો તે સારો, ઉદરના મધ્યભાગને વિષે ભાલાનો અગ્રભાગ નાખવો તે સારો, પણ પંડિત પુરૂષે આપત્તિનું સ્થાનક એવું જે દુર્જનપણું કરવુ તે સારૂ નહી

( वसन्ततिलकावृत्तम् )

२ ३ ११ ४ १
सौजन्यमेव विदधाति यशश्चयं च,
६ ५ ८ ७ १०
स्वश्रेयसं च विभवं च भवक्षयं च ।
१५ १६ १४ १२ १८
दौर्जन्यमावहसि यत् कुमते तदर्थं,

१८ २० २१ १७ १८
धान्येऽनल #दिशसि तज्जलसेकसाध्ये ॥६७॥

અર્થ -સુજનતાજ પુરૂષોના યશના સમૂહને ધારણ કરે છે, તેમનું શ્રમ કરે છે, વૈભવ કરે છે અને સંસારનો ક્ષય કરે છે હે દુર્બુદ્ધિ ! તુ તે તે કારણો ( યશ, વૈભવ અને સંસારનો ક્ષય કરવા ) ને અંમે દુર્જનના ધારણ કરે છે, તે તો તુ જળસિંચનથી મેળવવા યોગ્ય એવા ધાન્યના ક્ષેત્રને વિષે અગ્નિ મૂકે છે

( पृथ्वीवृत्तम )

४ ३ १ २
वरं विभवबन्ध्यता सुजनभावभाजां नृणा-
६ ८ ५ ७
मसाधुचरितार्जिता न पुनरूर्जिताः संपदः ।
१३ १४ १५ १२ १० ११
कृशत्वमपि शोभते सहजमायतौ सुंदरं,
१७ २० १६ १८ १९
विपाकविरसा न तु श्वयथुसंभवा स्थूलता ॥६८॥

અર્થ -સુજનતાંવાળા મનુષ્યોને વૈભવરહિતપણું અર્થાત્ દારિદ્ર એજ સાર છે, પણ દુષ્ટ આચરણ વડે ઉપાર્જેલી સંપત્તિ સારી નથી, કારણકે આગામિ કાળને વિષે સુંદર એવું જે સ્વાભાવિક દુબળાપણું ( કૃશપણું ) તે શોભે છે, પણ પરિણામે નઠારું એવી જે સોજો ચઢવાથી થએલી પુષ્ટતા તે શોભતી નથી

( शार्दूलविक्रीडितवृत्तम् )

न ब्रूते परदूषणं परगुणं वक्त्यल्पमप्यन्वहं,
संतोषं वहते परर्द्धिषु पराबाधासु धत्ते शुचम् ।
स्वश्लाघां न करोति नोज्झति नयं नौचित्यमुल्लङ्घय-
त्युक्तोऽप्यप्रियमक्षमां न रचयत्येतच्चरित्रं सताम् ॥६४॥

અર્થ –( સજ્જનપુરૂષો ) પારકા દોષને કહેતા નથી પરંતુ પારકા ગુણને, તે અલ્પ હોય તો પણ નિરંતર, કહે છે, પારકી સંપત્તિને વિષે ( પારકી સંપત્તિને જોઈને ) સંતોષ, અને પર પીડાને વિષે ( પર પીડાને જોઈને ) શોક ધારણ કરે છે, આત્મપ્રશંસા કરતા નથી, ન્યાયનો ત્યાગ કરતા નથી અને યોગ્યતાનું ઉલ્લંઘન કરતા નથી, વળી તેમને અપ્રિય વચન કહ્યા હોય તોપણ તેઓ ક્રોધ કરતા નથી, આવું સત્પુરૂષોનું ચરિત્ર છે

હવે ગુણીજનના ગુણનું વર્ણન –

धर्मे ध्वस्तदयो यशश्च्युतनयो वित्ते प्रमत्तः पुमान्,
काव्ये निष्प्रतिभस्तपः शमदयाहीनोऽल्पमेधाः श्रु
वस्त्वालोकमलोचनश्चलमना ध्याने च रा[illegible]

य सग गुणिना विमुच्य विमति कल्याणमाकाक्षति ॥

અર્થ —જે બુદ્ધિહિન પુરૂષ ગુણીજનોનો સંગ ત્યજી દઈને કલ્યાણની ઈચ્છા રાખે છે, તે દયાનો ત્યાગ કરીને ધર્મની ઈચ્છા કરે છે ( એમ સમજવુ ), ન્યાયનો ત્યાગ કરીને યશની પ્રમાદી થઈને દ્રવ્યની, બુદ્ધિ વિના કાવ્ય કરવાની, શમતા અને દયા વિના તપની, અલ્પમતિવાળો છતા શાસ્ત્રના અધ્યયનની, નેત્ર વિના વસ્તુઓને જોવાની, અને ચચળ ચિત્તવાળો છતા ધ્યાનની ઈચ્છા કરે છે ( એમ સમજવુ )

( हरिणीवृत्तम् )

हरति कुमति भिन्ते मोह करोति विवेकिता,
वितरति रति सूते नीति तनोति गुणावलिम् ।
प्रथयति यशो धत्ते धर्मं व्यपोहति दुर्गति
जनयति नृणा कि नाभीष्ट गुणोत्तमसगम ॥६२

અર્થ —ગુણો વડે ઉત્તમ એવા જનોનો સંગમ મનુષ્યોના શુ શુ ઈચ્છિતને નથી ઉત્પન્ન કરતો ? ( તે સંગમ ) કુમતિને હરે છે, મોહને ભેદે છે, તત્વ અને અતત્વનું ભાન કરાવે છે, સંતોષ આપે છે, નીતિને પ્રસરે છે, ગુણ સમૂહને વિસ્તારે છે, યશને ફેલાવે છે, ધર્મને ધારણ કરે છે અને દુર્ગતિને દૂર કરે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

लब्धुं बुद्धिकलापमापदमपाकर्तुं विहर्तुं पथि,
प्राप्तुं कीर्तिमसाधुतां विधुनितुं धर्मं समासेवितुम् ।
रोद्धुं पापविपाकमाकलयितुं स्वर्गापवर्गश्रियं,
चेत्त्वं चित्त समीहसे गुणवतां सङ्गं तदङ्गीकुरु ॥९७॥

અર્થ —હે ચિત્ત ! જો તું બુદ્ધિના સમૂહને પ્રાપ્ત કરવાને, આપત્તિને દૂર કરવાને, ન્યાયમાર્ગને વિષે વિચરવાને, કીર્તિ સંપાદન કરવાને, દુર્જનતાનો ત્યાગ કરવાને, ધર્મનું ઉત્તમ રીતે સેવન કરવાને, પાપના ઉદયને રોકવાને, અને સ્વર્ગ તથા મોક્ષની લક્ષ્મીનો અનુભવ કરવાને ઇચ્છતું હોય, તો ગુણીજનના સંગનો સ્વીકાર કર

હવે નિર્ગુણીના સંગતથી થતા ગેરલાભ કહે છે

( हरिणीवृत्तम् )

हिमति महिमाम्भोजे चण्डानिलत्युदयाम्बुदे,
द्विरदति दयारामे क्षेमक्षमाभृति वज्रति ।
समिधति कुमत्यग्नौ कन्दत्यनीतिलतासु यः,
किमभिलषतां श्रेयः श्रेयः स निर्गुणसङ्गमः ॥९८॥

અર્થ —જે (નિર્ગુણી જનનો સગમ) મહિમારૂપી કમલની ઉપર હિમ સમાન છે, ઉદયરૂપી મેઘને વિષે પ્રચંડ વાયુસમાન છે, દયારૂપી ઉદ્યાનને વિષે હસ્તીતુલ્ય છે, કલ્યાણરૂપી પર્વતને વિષે વજ્ર જેવો છે, કુમતિરૂપી અગ્નિને વિષે લાકડા સમાન છે અને અન્યાયરૂપી લતાને વિષે કંદતુલ્ય છે, એવો જે નિર્ગુણી જનનો સમાગમ, તે શું કલ્યાણની ઈચ્છાવાળા પુરૂષોએ આશ્રય કરવા યોગ્ય છે? અર્થાત્ નથી

હવે ઇંદ્રિયોનો જય કરવા બોધ કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

आत्मानं कुपथेन निर्गमयितुं यः शूकलाश्वायते,
कृत्याकृत्यविवेकजीवितहृतौ यः कृष्णसर्पायते ।
यः पुण्यद्रुमखण्डखण्डनविधौ स्फूर्जत्कुठारायते,
तं लुप्तव्रतमुद्रमिन्द्रियगणं जित्वा शुभंयुर्भव ॥ ६० ॥

અર્થ —હે સાધુ ? વ્રતની મર્યાદાને છેદનારો એવો જે ઇંદ્રિયોનો સમૂહ, તે આત્માને કુમાર્ગે લઇ જવાને હઠીલા અશ્વની પેઠે આચરણ કરે છે, કૃત્ય અને અકૃત્યના વિવેકરૂપી જીવિતનું હરણ કરવામાં કૃષ્ણસર્પ સમાન આચરણ કરે છે અને ધર્મરૂપી વૃક્ષના વનને ખંડન કરવામાં સ્ફુરિત કુહાડી સમાન આચરણ કરે છે, તે ઇંદ્રિયના સમૂહનો પરાજય

અર્થ —હે સાધુ ? મૌનવ્રત ધારણ કર, ઘરનો ત્યાગ કર, આચારના ચાતુર્યનો અભ્યાસ કરો, વનને વિષે ગમન કરો, સિદ્ધાંતના પાઠનો અભ્યાસ કરો ( અંગીકાર કરો ), તીવ્ર તપશ્ચર્યા કરો, ( એ બધું ભલે એગ્યુ કરો ) પણ જ્યાં સુધી કલ્યાણના સમૂહરૂપ વનને ભાગવાને મહાવાયુ સમાન એવો જે ઇંદ્રિયોનો સમૂહ, તેનો પરાજય કરવાનું જાણ્યુ નથી, ત્યાં સુધી તે સર્વ ( મૌનવ્રત આદિ ) ભસ્મમાં ઘી હોમેલા જેવું ( વૃથા ) જાણો

૧ ૨
धर्मध्वंसधुरीणमभ्रमरसावारीणमापत्प्रथा-
૩ ૪ ૫
लङ्कर्मीणमशर्मनिर्मितिकलापारीणमेकान्तत ।
૬ ૭ ૮
सर्वान्नीनमनात्मनीनमनयात्यन्तीनमिष्टे यथा,
૧૦ ૧૧ ૧૩ ૧૨ ૧૪
कामीन कुमनाध्वनीनमजयन्नक्षौघमक्षेमभाक् ॥७२॥

અર્થ —ધર્મનો નાશ કરવામાં અગ્રેસર, સત્ય વાતને આવરણ કરનાર, આપત્તિને વિસ્તારવામાં સમર્થ, દુઃખ ઉત્પન્ન કરવાના કાર્યમાં પાર પામેલો, એકાન્તપણે—અન્ન—ભક્ષક, આત્માને અહિતકારી, અન્યાય માર્ગમાં ચાલનાર, ઇચ્છિતને વિષે સ્વેચ્છાએ વર્તનારો, અને કુમત માર્ગને વિષે જનારો એવો જે ઇંદ્રિયોનો સમૂહ છે તેને નહિ જીતનાર પ્રાણી કલ્યાણને ભજનારા થતા નથી, અર્થાત્ એવા મનુષ્યનું શ્રેય થતું નથી

હવે લક્ષ્મીના સ્વભાવનું વર્ણન કરે છે

निम्नं गच्छति निम्नगेव नितरां निद्रेव विष्कम्भते,
चैतन्यं मदिरेव पुष्यति मदं धूम्येव दत्तेऽन्धताम् ।
चापल्यं चपलेव चुम्बति दवज्वालेव तृष्णां नय-
त्युल्लासं कुलटाङ्गनेव कमला स्वैरं परिभ्राम्यति ॥७३॥

અર્થ—લક્ષ્મી નદીની પેઠે નીચ પ્રત્યે જાય છે, નિદ્રાની પેઠે ચૈતન્યનો વિનાશ કરે છે, મદિરાની પેઠે મદનું પોષણ કરે છે, ધૂમાડાના સમૂહની પેઠે અંધપણું આપે છે, વિજળીની પેઠે અસ્થિરપણાને ભજે છે, દાવાગ્નિની પેઠે તૃષ્ણાને વધારે છે, અને કુલટા સ્ત્રીની પેઠે સ્વેચ્છાએ ભ્રમણ કરે છે

હવે ધનના સ્વભાવને બતાવે છે

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमीभुजो,
गृह्णन्ति च्छलमाकलय्य हुतभुग्भस्मीकरोति क्षणात् ।
अम्भः प्लावयति क्षितौ विनिहितं यक्षा हरन्ते हठात्,
दुर्वृत्तास्तनया नयन्ति निधनं धिग्बह्वधीनं धनम् ॥७४॥

અર્થ —જે ધનની દાયાદો ( એક ગોત્રમાં જન્મેલા ) ઇચ્છા કરે છે, જેને ચોર લોકો ચોરી જાય છે, રાજાઓ છળ કરીને લઇ લે છે, અગ્નિ ક્ષણમાત્રમાં ભસ્મ કરે છે, જળ ડુબાવી દે છે, ભૂમિને વિષે ગાડ્યાથી વ્યંતરો બળાત્કારે હરી જાય છે અને જેનો દુરાચારી પુત્રો વિનાશ કરે છે એમ બહુ બહુ જણાને આધીન એવું જે ધન તેને ધિક્કાર થાઓ ?

५ ६ ७ ८ ९ १२ १० ११
नीचस्याऽपि चिरं चटूनि रचयन्त्यायान्ति नीचैर्नतिं,
१५ १६ १३ १४ १८ १७ १९
शत्रोरप्यगुणात्मनोऽपि विदधत्युच्चैर्गुणोत्कीर्तनम् ।
४ २५ २ २३ २० २१ २२
निर्वेदं न विदन्ति किंचिदकृतज्ञस्यापि सेवाक्रमे,
२८ २७ २ १ २ ४ ३० ३
कष्टं किं न मनस्विनोऽपि मनुजाः कुर्वन्ति वित्तार्थिनः ॥

અર્થ —માનવંતા મનુષ્યો પણ દ્રવ્યના અર્થી થઇને, નીચ પુરુષોની આગળ ચિરકાળ મિષ્ટ વચન બોલે છે ( ખુશામત કરે છે ), નીચ પુરુષોને નમસ્કાર કરે છે, નિર્ગુણી શત્રુનું પણ ઉચ્ચ સ્વરે ગુણ વર્ણન કરે છે, અને કરેલા ગુણને નહિ જાણનાર સ્વામીની સેવા કરવામાં પણ કાંઇ દુઃખ ધરતા નથી, આમ તેઓ શું શું કષ્ટ નથી કરતા ?

१ ५ ६ २ ३
लक्ष्मीं सर्पन्ति नीचमर्णवपयः सङ्गादिवाम्भोजिनी-
६ ७ ८ १२ ९ १० १३ ११
संसर्गादिव कण्टकाकुलपदा न क्वाऽपि धत्ते पदम् ।

१७ १४ ११ १६ १ १८
चैतन्य विषसन्निधेरिति नृणामुज्झामयत्यजसा,
२२ २१ २५ २० २३ २४
धर्मस्थाननियोजनेन गुणिभिर्ग्राह्यं तदस्या फलम् ॥७६

અર્થ -લક્ષ્મી સમુદ્રના જળના સમ્મર્ગથી જ હોયની! તેમ નીચ પ્રત્યે જાય છે, કમલિનીના સસંગથી પગમા કાંટો વાગ્યો હોયની! તેમ કાઇ સ્થળે પગ મૂકતી નથી, અને વિષની સાથે એક સ્થાનમા રહેવાથી જ હોયની! તેમ મનુષ્યોના ચૈતન્યનો એકદમ નાશ કરે છે, માટે ગુણીજનોએ તેને ( લક્ષ્મીને ) ધર્મને વિષે જોડીને ( ધર્મકાર્યમા ખરચીને ) તેનુ ફળ ગ્રહણ કરવુ

હવે દાનના ઉદ્દેશ આપે છે

१ ८ ७ ११ १०
चारित्रं चिनुते धिनोति विनयं ज्ञानं नयत्युन्नतिं,
१३ १२ १६ १५ १७ १६
पुण्णाति प्रशमं तपः प्रबलयत्युल्लासयत्यागमम् ।
१८ १ २० २१ २ २३ २४
पुण्यं कंदलयत्यघं दलयति स्वर्गं ददाति क्रमात्,
२५ २ २ १ ३ ४
निर्वाणश्रियमाननोति निहितं पात्रे पवित्रं धनम् ॥७७

અર્થ -પાત્રને વિષે આપેલું એવું પવિત્ર દ્રવ્ય ચારિત્રની વૃદ્ધિ કરે છે, વિનયને વધારે છે, જ્ઞાનને ઉત્પન્ન કરે છે, પ્રશમરસનું પોષણ કરે છે, તપને સબળ કરે છે, શાસ્ત્રનો

ઉદ્દામ કરે છે, પુણ્યને ઉત્પન્ન કરે છે, પાપનો વિનાશ કરે છે, સ્વર્ગને આપે છે અને અનુક્રમે મોક્ષરૂપી લક્ષ્મીને વિસ્તારે છે

दारिद्र्यं न तमीक्षते न भजते दौर्भाग्यमालम्बते,
नाऽकीर्तिर्न पराभवोऽभिलषते न व्याधिरास्कन्दति ।
दैन्यं नाद्रियते दुनोति न दरः क्लिश्नन्ति नैवापदः,
पात्रे यो वितरत्यनर्थदलनं दानं निदानं श्रियाम् ॥७८

અર્થ —ઉપદ્રવનો નાશ કરનાર અને સંપત્તિનું કારણભૂત એવું જે દાન, તેને જે પુરૂષ પાત્રજનને વિષે આપે છે, તે પુરૂષની સામું દારિદ્ર જોતું નથી, દૌર્ભાગ્ય તેને સેવતું નથી, અપયશ તેનો આશ્રય કરતો નથી, પરાભવ તેની અભિલાષા કરતો નથી, વ્યાધિ તેનું શોષણ કરતો નથી, દીનતા તેનો આદર કરતી નથી, ભય તેને પીડતો નથી, અને આપત્તિઓ તેને કલેશ પમાડતી નથી

लक्ष्मीः कामयते मतिर्मृगयते कीर्तिस्तमालोकते,
प्रीतिश्चुम्बति सेवते सुभगता नीरोगताऽऽलिंगति ।
श्रेयः संहतिरभ्युपैति वृणुते स्वर्गोपभोगस्थिति-

२४ ६ ७ ८ ३ ४ ३
मुक्तिर्यात्रति य प्रयच्छति पुमान् पुण्यार्थमं निजम् ॥

અર્થ—જે પુરૂષ પોતાનું દ્રવ્ય પુણ્યાર્થ આપે છે, તે પુરૂષની, લક્ષ્મી ઇચ્છા કરે છે, તેને બુદ્ધિ શોધે છે, કીર્તિ જુએ છે, પ્રીતિ ચુંબન કરે છે, સૌભાગ્ય સેવા કરે છે, આરોગ્યતા આલીંગન કરે છે, કલ્યાણની પરંપરા તેની સન્મુખ આવે છે સ્વર્ગના ઉપભોગની પદ્ધતિ તેને વરે છે અને મોક્ષશ્રી તેની વાંછા કરે છે

( મન્દાક્રાન્તાવૃત્તમ્ )

९ ८ ११ १० १३ १२
तस्यासन्ना रतिरनुचरी कीर्तिरुत्कंठिता श्री,
१५ १४ १७ १६
स्निग्धा बुद्धि परिचयपरा चक्रवर्तित्वऋद्धि ।
१ २ १८ २२ २१
पाणौ प्राप्ता त्रिदिवकमला कामुकी मुक्तिसंप-
५ ६ ४ ३ १
त्ससक्षेत्र्या(?) वपति विपुलं वित्तबीजं निजं य ॥८०॥

અર્થ—જે પુરૂષ પોતાના વિશાળ દ્રવ્યરૂપી બીજને સાત ક્ષેત્રવિષે વાવે છે, તે પુરૂષને સુખ સંપત્તિ સમીપ વર્તે છે, કીર્તિ નાસી થાય છે, લક્ષ્મી (મળવાને) ઉત્કંઠિત થાય છે, બુદ્ધિ સ્નેહવાળી થાય છે, ચક્રવર્તીપણાની ઋદ્ધિ પરિચય વાળી થાય છે, સ્વર્ગલક્ષ્મી હસ્તને વિષે પ્રાપ્ત થાય છે, અને મુક્તિસંપત્તિ અભિલાષાવાળી થાય છે

હવે તપના મહિમા વખાણ.

( शार्दूलविक्रीडितवृत्तम् )

यत्पूर्वार्जितकर्मशैलकुलिशं यत्कामदावानल-
ज्वालाजालजलं यदुग्रकरणग्रामाहिमन्त्राक्षरम् ।
यत्प्रत्यूहतमःसमूहदिवसं यल्लब्धिलक्ष्मीलता-
मूलं तद्द्विविधं यथाविधि तपः कुर्वीत वीतस्पृहः ॥८१॥

અર્થ -પૂર્વે ઉપાર્જન કરેલા કર્મરૂપી પર્વતને (છેદવાને) વજ્રસમાન, મનવાંછિતરૂપ દાવાનળની જ્વાળાને (શમાવવાને) જળસમાન, ઉગ્ર એવો જે ઇંદ્રિયસમૂહ તેરૂપ સર્પને ( વશ કરવાને ) મંત્રાક્ષરસમાન, વિઘ્નરૂપ અંધકારના સમૂહને ( નાશ કરવાને ) દિવસસમાન અને લબ્ધિ તથા લક્ષ્મીરૂપી લતાને (ઉત્પન્ન કરવાને) મૂળસમાન—એવા બે પ્રકારના તપને તમે કાંઇપણ ફળની ઇચ્છા કર્યાવિના વિધિ પ્રમાણે આદરો.

यस्माद्विघ्नपरंपरा विघटते दास्यं सुराः कुर्वते,
कामः शाम्यति दाम्यतींद्रियगणः कल्याणमुत्सर्प्पति ।
उन्मीलति महर्द्धयः कलयति ध्वंसं चयः कर्मणां,
स्वाधीनं त्रिदिवं शिवं च भवति श्लाघ्यं तपस्तन्न किम्॥

અથ –જે તપથી કષ્ટપરંપરા નાશ થાય છે, દેવતાઓ દાસપણું કરે છે, કામવિકાર શાંત થાય છે, ઇંદ્રિયોનો સમૂહ દમાય છે, કલ્યાણ પ્રસરે છે, મહાઋદ્ધિઓ વિકસ્વર થાય છે, જ્ઞાનાવર્ણીદિકર્મ સમૂહ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષ સ્વાધીન થાય છે, એવુ જે તપ, તે શું પ્રશસા કરવા લાયક નથી ?

कातार न यथेतरा ज्वलयितु दक्षो दावाग्नि विना,
दावाग्निं न यथापर शमयितु शक्तो विनाम्भोधरम्।
निष्णात पवन विना निरसितु नान्यो यथाम्भोधर,
कर्मौघ तपसा विना किमपर हर्तु समर्थस्तथा ॥८३॥

અર્થ –જેવી રીતે વનને બાળવાને દાવાગ્નિ વિના અન્ય કોઇ સમર્થ નથી, જેમ દાવાગ્નિને શમાવવાને મેઘવિના અન્ય કોઇ શક્તિમાન નથી, અને જેમ મેઘ વિખેરી નાખવાને વાયુવિના અન્ય કોઇ નિપુણ નથી, તેવી રીતે કર્મના સમૂહને હરવામા તપવિના અન્ય કોઈ સમર્થ નથી

( स्रग्धरावृत्तम् )

सतोपस्थूलमूल प्रशमपरिकर स्कन्धबन्धप्रपञ्च,
पञ्चाक्षीरोधशाख, स्फुरदभयदल शीलसम्पत्प्रवाल।

ऋद्धाम्भःपूरसेकाद्विपुलकुलबलैश्वर्यसौंदर्यभोगं,
स्वर्गादिप्राप्तिपुष्पं शिवसुखफलदं स्यात्तपःपादपोऽयम्

અર્થ -જે ( તપરૂપી વૃક્ષ ) ને સંતોષરૂપી મ્હોટું મૂળ છે, શમતારૂપી પરિવાર છે, શ્રુતસ્કંધની રચનારૂપી વિસ્તાર છે, પંચેન્દ્રિયોના રોધનરૂપ શાખા છે, દેદીપ્યમાન અભય દાનરૂપ પત્ર છે, શીલસંપત્તિરૂપ પલ્લવ છે, શ્રદ્ધારૂપી જળ પૂરના સિંચનથી વિસ્તીર્ણ થએલા એવા જે કુળ-બળ-ઐશ્વર્ય અને સૌંદર્ય તે રૂપભોગ છે, અને સ્વર્ગાદિની પ્રાપ્તિરૂપ પુષ્પ છે, તેવું જે તપરૂપી વૃક્ષ તે શિવસુખરૂપ ફળને આપે છે

હવે શુભ ભાવનો ઉપદેશ કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

नीरागे तरुणीकटाक्षितमिव त्यागव्यपेतप्रभौ,
सेवाकष्टमिवोपरोपणमिवाम्भोजन्मनामश्मनि ।
विष्वग्वर्षमिवोषरक्षितितले दानार्हदर्चातपः,
स्वाध्यायाध्ययनादि निष्फलमनुष्ठानं विना भावनाम्॥

અર્થ -જેવી રીતે નિરાગી પુરૂષને વિષે યુવતીનો કટાક્ષ નિષ્ફળ છે, દાન રહિત પ્રભુને વિષે સેવાનું કષ્ટ નિષ્ફળ છે,

પાષાણને વિષે કમળ વાવવા તે નિષ્ફળ છે, ખારવાળી ભૂમિને વિષે વર્ષાદ નિષ્ફળ છે, તેવી રીતે તે દાન, જીનપૂજા, તપ અને સ્વાધ્યાયાદિ અનુષ્ઠાન પણ ભાવના વિના નિષ્ફળ છે

**सर्वज्ञीप्सति पुण्यमीप्सति दया धित्सत्यघ मित्सति,**
**क्रोध दित्सति दानशीलतपसा साफल्यमादित्सति।**
**कल्याणोपचय चिकीर्षति भवाम्भोधेस्तट लिप्सते,**
**मुक्तिस्त्रीं परिरिप्सते यदि जनस्तद्भावयेद्भावनाम् ॥८६॥**

અર્થ—જો મનુષ્ય સર્વ જાણવાને ઇચ્છતો હોય, ધર્મને ઇચ્છતો હોય, દયા ધારણ કરવાને ઇચ્છતો હોય, પાપ માપવાને ઇચ્છતો હોય, ક્રોધને ખડન કરવાને ઇચ્છતો હોય, દાન-શીલ-તપના સાફલ્યને ગ્રહણ કરવાને ઇચ્છતો હોય, કલ્યાણની વૃદ્ધિ કરવા ઇચ્છતો હોય, સંસારસમુદ્રના તટને પામવાને ઇચ્છતો હોય અને જો મુક્તિરૂપી સ્ત્રીનુ આલીંગન કરવાને ઇચ્છતો હોય, તો તેણે શુભ ભાવના ભાવવી

(पृथ्वीवृत्तम)

**विवेकवनसारिणीं प्रशमशर्मसंजीवनीं**
**भवार्णवमहातरीं मदनदावमेघावलीम्।**

चलाक्षमृगवागुरा गुरुकषायशैलाशनिं,
विमुक्तिपथवेसरी भजत भावनां किं परैः ॥८७॥

અર્થ -વિવેકરૂપી વનને ( પુષ્ટ કરવામાં ) નદીસમાન, શમના સુખને ( સજીવન કરવામાં ) સંજીવનીતુલ્ય, સંસાર સમુદ્રને ( પાર ઉતારવામાં ) વિષે મહા નાવસમાન, કામાગ્નિને ( શાંત કરવામાં ) મેઘસમાન, ચલાયમાન ઇંદ્રિયોરૂપી મૃગને ( બાંધવામાં ) પાશસમાન, મહાકષાયરૂપી પર્વતને ( તોડી પાડવામાં ) વજ્રતુલ્ય, અને મોક્ષમાર્ગને વિષે ( ભાર વહન કરવામાં ) ખચ્ચરીસમાન, એવી જે ભાવના તેનું સેવન કરો, અન્ય અનુષ્ઠાનોથી શું ?

( शिखरिणीवृत्तम् )

घनं दत्तं वित्तं जिनवचनमभ्यस्तमखिलं,
क्रियाकांडं चंडं रचितमवनौ सुप्तमसकृत् ।
तपस्तीव्रं तप्तं चरणमपि चीर्णं चिरतरं,
नचेच्चित्ते भावस्तुषवपनवत्सर्वमफलम् ॥ ८८ ॥

અર્થ -બહુ દાન આપ્યું, સમગ્ર જીનવચનનું અધ્યયન કર્યું, ઉગ્ર ક્રિયાકાંડ રચ્યો, વારંવાર ભૂમિ વિષે શયન કર્યું, તીવ્ર તપશ્ચર્યા કરી ઘણા કાળ પર્યંત ચારિત્ર પણ પાળ્યું,

પરંતુ જો ચિત્તને વિષે શુભ ભાવ નથી, તો એ સર્વ ફોતરાં ખાંડવાની પેઠે નિષ્ફળ છે વા ફોતરાં વાવવા સમાન છે

હવે વૈરાગ્યનું વર્ણન કરે છે

( हरिणावृत्तम् )

यदशुभरज पाथो दृप्तेन्द्रियद्विरदाङ्कुश,
कुशलकुसुमोद्यान माद्यन्मन कपिशृङ्खला ।
विरतिरमणीलीलावेश्म स्मरज्वरभेषज,
शिवपथरथस्तद्वैराग्य, विमृश्य भवाऽभय ॥८९॥

અર્થ –પાપરૂપી રજને ( શમાવી દેવામાં ) જળસમાન, ઉન્મત્ત ઇંદ્રિયોરૂપી હસ્તીને ( વશ કરવામાં ) અંકુશસમાન, કુશળતારૂપી પુષ્પને (જન્મ આપવામાં) ઉદ્યાનસમાન, મદયુક્ત ચિત્તરૂપી વાનરને બાંધવાની સાંકળસમાન, વિરતિરૂપી રમણીના (ખેલવામાં) ક્રીડાગૃહતુલ્ય, કામદેવરૂપી તાવને (નાશ કરવામાં) ઔષધસમાન, અને મોક્ષમાર્ગને વિષે ( બેસવામાં ) રથતુલ્ય, એવો જે વૈરાગ્ય તેને વિચારીને સંસારના ભય રહિત થાઓ।

( वसन्ततिलकावृत्तम् )

चंडानिलस्फुरितमब्दचय दवार्चि-
र्वृक्षव्रज तिमिरमण्डलमर्कबिम्बम् ।

वज्र महीध्रनिवह नयते यथात,
वैराग्यमेकमपि कर्म तथा समग्रम् ॥ ९० ॥

અર્થ –જેવી રીતે પ્રચંડ વાયુનુ ચાલવુ મેઘના સમૂહનો નાશ કરે છે, દાવાગ્નિ વૃક્ષોના સમૂહનો અંત લાવે છે, સૂર્યકિરણ અંધકારના સમૂહને દૂર કરે છે, અને વજ્ર પર્વતોના સમૂહને ચૂર્ણ કરે છે, તેવી રીતે એક એવો પણ વૈરાગ્ય સમગ્ર કર્મનો નાશ કરે છે

( शिखरिणीवृत्तम )

नमस्या देवाना चरणवरिवस्या शुभगुरो-
स्तपस्या नि सीमश्रमपदमुपास्या गुणवताम् ।
निषद्याऽरण्ये स्यात् करणदमविद्या च शिवदा,
विरागः क्रूराग क्षपणनिपुणोऽन्त. स्फुरति चेत् ॥ ९१ ॥

અર્થ –ક્રૂર એવા અપરાધને દૂર કરવામા નિપુણ એવો જે વૈરાગ્ય, તે જો હૃદયને વિષે ખીલતો હોય તોજ, દેવને કરેલો નમસ્કાર, ઉત્તમ ગુરૂની ચરણસેવા, અત્યત શ્રમનું સ્થાનક એવી તપશ્ચર્યા, ગુણવાન્ જનોની સેવા, અટવીને વિષે વાસ, અને ઇંદ્રિયોને દમવાની વિદ્યા એટલા વાના મોક્ષદાયી થાય છે

હવે વિરક્ત આત્માના ગુણો કહે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

भोगान् कृष्णभुजगभोगविषमान् राज्यं रज सन्निभं,
बंधून्बंधनिबंधनानि विषयग्रामं विषान्नोपमम्।
भूतिं भूतिसहोदरां तृणमिव स्त्रैणं विदित्वा त्यजन्,
तेष्वासक्तिमनाविलो विलभते मुक्तिं विरक्तः पुमान्॥

અર્થ —ભોગોને કૃષ્ણ સર્પના દેહની પેઠે વિષમ જાણીને, રાજ્યને રજ સમાન ગણીને, બંધુઓને બંધનના કારણરૂપ સમજીને, વિષયના સમૂહને વિષયુક્ત અન્નસમાન લેખીને, રૂદ્ધિને ભસ્મતુલ્ય જાણીને, અને સ્ત્રીસમૂહને તૃણની પેઠે અવગણીને, તે સર્વને વિષે આસક્તિ તજી દઈ, નિર્મળ અંતઃકરણવાળો વિરક્ત પુરૂષ મોક્ષ સંપાદન કરે છે

( ? ) બાળાય ઉપદેશ કહે છે

( उपजातिवृत्तम् )

जिनेंद्रपूजा गुरुपर्युपास्तिः, सत्त्वानुकंपा शुभपात्रदानम्।
गुणानुरागः श्रुतिरागमस्य, नृजन्मवृक्षस्य फलान्यमूनि।

અર્થ —જીનેશ્વરની પૂજા, ગુરૂની સેવા, પ્રાણી ઉપર દયા, સુપાત્રે દાન, ગુણી ઉપર પ્રીતિ, અને શાસ્ત્રશ્રવણ એ છ આ મનુષ્ય જન્મરૂપ વૃક્ષનાં ફળ છે

( शिखरिणीवृत्तम् )

त्रिसन्ध्यं देवार्चां विरचय चयं प्रापय यशः,
श्रियः पात्रे वापं जनय नयमार्गं नय मनः ।
स्मरक्रोधाद्यारीन् दलय कलय प्राणिषु दयां,
जिनोक्तं सिद्धान्तं शृणु वृणु जवान्मुक्तिकमलाम् ॥

અર્થ –ત્રણે સન્ધ્યાસમયે જીનપૂજા કરો, કીર્તિ વધારો, લક્ષ્મીને સુપાત્રને વિષે વાવો, મનને ન્યાય માર્ગે દોરો, ક્રોધ, કામ આદિ શત્રુઓનો નાશ કરો, પ્રાણી માત્રને વિષે દયા કરો, વળી જીનેશ્વર પ્રણીત સિદ્ધાંતોનું શ્રવણ કરો, અને ( એ સર્વ વાના કરીને ) શીઘ્ર મોક્ષશ્રીને વરો

( शार्दूलविक्रीडितवृत्तम् )

कृत्वाऽर्हत्पदपूजनं यतिजनं नत्वा विदित्वाऽऽगमं,
हित्वा सङ्गमधर्मकर्मठधियां पात्रेषु दत्त्वा धनम् ।
गत्वा पद्धतिमुत्तमक्रमजुषां जित्वाऽन्तरारिव्रजं
स्मृत्वा पञ्चनमस्क्रियां कुरु करक्रोडस्थमिष्टं सुखम् ॥ ०६

અથ –અર્હત્ ભગવાનના ચરણની પૂજા કરીને, યતિ જનોને નમસ્કાર કરીને, શાસ્ત્રજ્ઞાન સંપાદન કરીને પાપને

વિષે આસક્ત બુદ્ધિવાળા મનુષ્યોનો સંગ ત્યજીને, સુપાત્રે દાન દઈને, ઉત્તમમાર્ગે ચાલનાર જનોની રીતિએ ચાલીને, છ અભ્યંતર શત્રુઓને જીતીને અને પંચપરમેષ્ઠી નમસ્કારને સ્મરણ કરીને, વાંછિત ગુણને સંપાદન કરો.

( हरिणीवृत्तम )

प्रसरति यथा कीर्तिर्दिक्षु क्षपाकरसोदरा-
ऽभ्युदयजननी याति स्फातिं यथा गुणसंतति ।
कलयति यथा वृद्धिं धर्मः कुकर्महतिक्षमः,
कुशलसुलभे न्याय्ये कार्यं तथा पथि वर्तनम्॥७६॥

અર્થ—જેવી રીતે ચંદ્રસમાન ઉજ્વલ કીર્તિ દિશાઓને વિષે પ્રસરે, અભ્યુદય કરનારો ગુણસમૂહ વિસ્તાર પામે અને કુકર્મને હણવાને સમર્થ એવો ધર્મ વૃદ્ધિ પામે, તેવી રીતે ચતુર પુરુષોને સુલભ એવા ન્યાય માર્ગને વિષે વર્તન કરવું

( शिखरिणीवृत्तम )

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणमनं,
मुखे सत्या वाणी श्रुतमभिगतं च श्रवणयो ।
हृदि स्वच्छा वृत्तिर्विजयि भुजयो पौरुषमहो,
विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥७७॥

અર્થ –હાથને વિષે પ્રશસ્ય એવું જ દાન, શીર્ષને વિષે ગુરૂના ચરણને પ્રણામ, મુખને વિષે સત્યવાણી, કાનને વિષે સંપાદન કરેલું શ્રુતજ્ઞાન, હૃદયને વિષે નિર્મળ વૃત્તિ અને ભુજાને વિષે વિજયવાન પૌરૂષ (પુરૂષાર્થ), આ સર્વ ઐશ્વર્ય વિનાના એવા છતા પણ સ્વભાવે કરીને ઉત્તમ એવા જનોના ભૂષણ છે

२ ३ १ ५ ४
भवारण्य मुक्त्वा यदि जिगमिषुर्मुक्तिनगरीं,
६ ८ १० ७ ९
तदानीं मा कार्षीर्विषयविषवृक्षेषु वसतिम् ।
११ १३ १४ १२ १७ १५ १६
यतश्छायाप्येषां प्रथयति महामोहमचिरा-
१८ २० १९ २१ २२ २४ २३ २५
दयं जंतुर्यस्मात्पदमपि न गंतुं प्रभवति ॥ ७८ ॥

અર્થ –જો સંસારરૂપી અટવીને ત્યજીને મુક્તિરૂપી નગરીએ જવાની ઇચ્છા હોય, તો વિષયરૂપી વિષવૃક્ષોને વિષે વાસ કરો નહિ, કારણકે એ વૃક્ષોની છાયા પણ એવા મહા મોહાંધકારને જલદી વિસ્તારે છે કે, તેમાથી પ્રાણી એક પગલું માત્ર પણ ચાલવાને સમર્થ થતો નથી

( उपजातिवृत्तम् )

२ १ ४ ३ ६ ८ ५ ७ ९
सोमप्रभाचार्यमभा च यन्न, पुंसां तमः पंकमपाकरोति ।
१० ११ १२ १३ १४ १५ १७ १६
तदप्यमुष्मिन्नुपदेशलेशे, निशम्यमानेऽनिशमेतिनाशम्

અર્થ –માણુસોના જે અંધકારરૂપી કચરાને, ચંદ્રની કાંતિ કે સૂર્યની કાંતિ નાશ કરી શકતી નથી, પણ તે અંધકારરૂપી ચરો ( અજ્ઞાન અને પાપ ), આ અલ્પ ઉપદેશ નિરંતર સ્મરણ કરવાથી નાશ પામે છે

હવે ગ્રંથની પ્રશસ્તિ લખે છે

( માલિનીવૃત્તમ )

अभजदजितदेवाचार्यपट्टोदयाद्रि-

द्युमणिविजयसिंहाचार्यपादारविन्दे ।

मधुकरसमतां यस्तेन सोमप्रभेण,

व्यरचि मुनिपराज्ञा सूक्तमुक्तावलीयम् ॥१००

અર્થ –અજીતદેવ નામના આચાર્યના પટ્ટરૂપ ઉદયાચળને વિષે સૂર્ય સમાન એવા જે વિજયસિંહ આચાર્ય, તેમના ચરણકમળને વિષે ભ્રમરતુલ્ય એવા સોમપ્રભ નામે મુનિરાજે આ સુભાષિત કાવ્યરૂપી મુક્તાફળની પંક્તિ ( સૂક્ત મુક્તાવલી ) રચી છે

॥ इति श्रीसिन्दूरप्रकरस्य सम्बन्धस्य भाषान्तरसहित समाप्त ॥



महानिधचद्रामणिशुद्धक्रियापात्रागिगन्ताऽधिपति

ओम सुखसागरगुरुचरणकमलेभ्यो नम ॥

श्रीविनयसागरोपाध्यायजीकृत

# ॥ श्री हिंगुल प्रकरणम् ॥

( મૂળાન્વય અને ભાષાન્તર યુક્ત )

( अनुष्टुपवृत्तम )

४ २ १
श्रीमच्छ्रीवासुपूज्यश्च, जगदानन्ददायकः ।
३ ६ ५
कल्पवृक्षोपमोभूया,-त्सुखमततिसिद्धये ॥ १ ॥

અર્થ -જગતુને આનંદ આપનારા, તથા કલ્પવૃક્ષસમાન એવા શ્રીમાન્ વાસુપૂજ્ય પ્રભુ સુખોની શ્રેણિની સિદ્ધિ માટે થાઓ !

५ ४ ६ ७ ३
हिंगुल-प्रकारोऽयं च, बालानां विचक्षणाः ।
८ १ २ ११ १२ १३ १०
नर्मगर्भीति य नवा, पठताभो सुखेऽस्तु मः ॥ २ ॥

અર્થ —પુણ્યથી પ્રાણી ધન મેળવે છે, અને તે ધનથી આ લોકમાં તે કીર્તિને પ્રાપ્ત કરે છે, પરલોકમાં સ્વર્ગના સુખને મેળવે છે, ત્યારપછી અનુક્રમે મોક્ષને પણ મેળવે છે

सम्यगाराधितो वर्ग , प्रथमो यैश्च जन्तुभि ।
तेषा माध्यास्त्रयो वर्गा, अनुक्रमेण मंत्रिवत् ॥१०॥

અર્થ —જે પ્રાણીઓએ પહેલા વર્ગને એટલે ધર્મને સારી રીતે આરાધ્યો છે, તેઓને અનુક્રમે મંત્રીની માફક ત્રણે વર્ગો પ્રાપ્ત થાય છે

प्रिय ब्रूहि प्रिय कुर्यात्, प्रियमेवामृत परम् ।
प्रियवच प्रदानेन, भवन्ति प्राणिन प्रिया· ॥११॥

અર્થ —હે પ્રાણી ? તુ પ્રિય બોલ ? તથા પ્રિય કર ? કેમકે પ્રિય છે તે ઉત્કૃષ્ટ અમૃતસમાન છે, વળી પ્રિયવચનના દાનથી પ્રાણીઓ પ્રિય થઇ પડે છે

( उपजातिवृत्तम )

विद्यासम नाऽस्ति शरीरभूषण,
निद्रासम नाऽस्ति शरीरदूषणम् ।
तृष्णासमा नाऽस्ति परा च चिन्ता,

क्लेशोपशान्ते समता परा न ॥ १२ ॥

અર્થ -વિદ્યાસમાન અન્ય શરીરનું ભૂષણ નથી, તેમજ નિંદા તુલ્ય અનેરૂં શરીરનું દૂષણ નથી, વળી તૃષ્ણા બરોબર બીજી મ્હોટી ચિંતા નથી, તથા ક્લેશની શાંતિથી અપર શ્રેષ્ઠ સમતા નથી.

( अनुष्टुप्वृत्तम )

शब्दोरूप रसोगन्ध , स्पर्शों भोगोहि पञ्चधा ।
किंपाकफलवद्ज्ञात्वा, दूरे यान्ति मनीषिण ॥१३॥

અર્થ -શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના ભેદોથી ભોગો પાંચ પ્રકારના છે, તેઓને કિંપાક વૃક્ષના ફળતુલ્ય જાણીને પંડિતો તેઓથી દૂર જાય છે

सन्तोष परम सौख्य, सन्तोष परमामृतम् ।
सन्तोष परम पथ्य, सतोष परम हितम् ॥ १४ ॥

અર્થ -સંતોષ છે તે ઉત્કૃષ્ટ સુખ, ઉત્કૃષ્ટ અમૃત, ઉત્કૃષ્ટ પથ્ય, તથા ઉત્કૃષ્ટ હિત છે

( उपजातिवृत्तम् )

स्थानानि चाष्टादश किल्बिषस्य,
तथैव सप्त व्यसनानि विश्वे ।

त्याज्यानि भव्यैर्भवदुःखहेतु,
विशेषतः पापमतिः प्रमोच्या ॥ १८ ॥

અર્થ -ભવ્યાત્માઓએ આ દુનીઆના અઢાર પાપસ્થાનકો ને, તેમજ સાતે દુર્વ્યસનોને ત્યજવા, તથા સંસારના દુઃખના હેતુરૂપ એવી પાપબુદ્ધિને પણ વિશેષ પ્રકારે ત્યજવી

धार्यः प्रबोधो हृदि पुण्यदानं,
शीलं सदाङ्गीकरणीयमेव ।
तप्यं तपो भावनया च कार्या,
जिनेन्द्रपूजा गुरुभक्तिरुद्यमः ॥ १९ ॥

અર્થ -હૃદયમાં બોધને ધારણ કરવો, પુણ્યદાન કરવું, શીળને હમેશાં અંગીકાર કરવું, તપ તપવું, તથા ભાવનાથી જિનપૂજા અને ગુરુભક્તિ કરવી, તેમજ ઉદ્યમ પણ કરવો

प्राणातिपात द्वार-( अनुष्टुब्वृत्तम् )

यो दधाति तृणं वक्त्रे, प्रत्यर्थीकोऽपि मानवी ।
अवध्यः स सतां लोके, कथं पश्यास्तृणादना ॥२०॥

અર્થ —નરી છતા પશુ જે મારૂન મુખમા તૃણ લે છે તે સજ્જનોને મારવા લાયક હોતો નથી, ત્યારે તૃણભક્ષણ કરનારા પશુઓને તો મારી શકાયજ કેમ ?

१ २ ३ ४ ५ ६
प्रमादेन यथा विद्या, कुशीलेन यथा धनम् ।
७ ८ ९ १० १२ १ ११
कपटेन यथा मैत्री, तथा धर्मो न हिंसया ॥ १८ ॥

અર્થ —પ્રમાદથી જેમ વિદ્યા, દુરાચરણથી જેમ ધન, તથા કપટથી જેમ મિત્રાઇ, તેમ હિંસાથી ધર્મ થઇ શકતો નથી

२ ३ १ ५ ६
शिलां समधिरूढाश्च, निमज्जन्ति जलान्तरे ।
८ ७ ६ ११ ९
हिंसाश्रिताश्च ते तद्वत्, समाश्रयन्ति दुर्गतिम् ॥१०॥

અર્થ —જેમ પત્થરપર ચઢીને તરવાની ઇચ્છા કરનારા પાણીમા ડુબે છે, તેમ હિંસાને આશ્રિત થએલા પ્રાણીઓ દુર્ગતિમા જાય છે

१ २ ३ ४
लावण्यरहित रूप, विद्यया वर्जित वपु ।
७ ८ १२ १० ११
जलत्यक्त सरोभाति, तथा धर्मो दया विना ॥२०॥

અર્થ —લાવણ્ય વિનાનું જેમ રૂપ, વિદ્યા વિનાનું જે શરીર, તથા જળવિનાનું જેમ તળાવ, તેમ દયા વિના ધર્મ શોભતો નથી

त्याज्यानि भव्यैर्भवदुःखहेतु-,
विशेषतः पापमतिः प्रमाद्या ॥ २५ ॥

અર્થ -ભવ્યાત્માઓએ આ દુનીયાના અઢાર પાપસ્થાનકો ને, તેમજ માને દુર્જનોને ત્યજવા, તથા સંસારના દુઃખના હેતુરૂપ એવી પાપબુદ્ધિને પણ વિશેષ પ્રકારે ત્યજવી

धार्यं मनोऽस्मिन् हृदि पुण्यदानं,
शीलं सदाङ्गीकरणीयमेव ।
तप्यं तपो भावनयैव कार्या,
जिनेन्द्रपूजा गुरुभक्तिरुद्यम ॥ २६ ॥

અર્થ -હૃદયમાં ધર્મને ધારણ કરવો, પુણ્યદાન કરવું, શીળને હમેશા અંગીકાર કરવું, તપ તપવું, તથા ભાવનાથી જિનપૂજા અને ગુરૂભક્તિ કરવી, તેમજ ઉદ્યમ પણ કરવા

प्राणातिपात द्वार-( अनुष्टुप्वृत्तम् )

यो दधाति तृणमग्रे प्रत्यर्थीकोऽपि मानवी ।
अवध्य स सतां लोके, कथं वध्यास्तृणादनाः ॥ २७ ॥

( उपजातिवृत्तम )

४ ६ ५ ८ ७ १ २ ३
असत्यवक्तुर्नविपक्षपात, कुर्यान्नविद्वान् किलसंकटेऽपि
११ १४ १० १२ १३ १५ १६ १८ १७
तेनैं ध्रुव ह्री वसुराजवत्स्य, इहापवाद नरक परत्र ॥७८

અર્થ –વિદ્વાન્ માણસે ખરેખર આ જગતમા અસત્ય બોલનારનો સકટ આવે તોપણ પક્ષપાત કરવો નહિ, કેમકે, તેથી તે માણસ જરૂર વસુરાજાની માફક આ લોકમા અપવાદને અને પરલોકમા નરકને મેળવે છે

अदत्तादानद्वार-( अनुष्टुपवृत्तम् )

१ २ ३ ४ ६ ५
कातराणा यथा धैर्य, वन्ध्याना सन्ततिर्यथा ।
१२ ११ ७ ८ १० ९
न विश्वासस्तथा लोके, नृणामदत्तहारिणाम् ॥७९॥

અર્થ –બીકણ માણસોને જેમ ધૈર્ય, તથા વાંઝી સ્ત્રીઓને જેમ સતતિ હોતી નથી, તેમ આ દુનિયાના ચોરી કરનારાઓનો વિશ્વાસ હોતો નથી

५ ४ १ २ ३
कुक्षि शाकेन पूर्यन्त, यदिस्तोक धनार्जनम् ॥
७ ८ ९ १० ११ १४ १२ १३
परनाऽदत्तमादन्या,-यत स्याद्भूपतेर्भयम् ॥ ८० ॥

અર્થ –જો થોડુ ધન કમાતા હોઇએ તો ફક્ત શાકથીજ પેટ ભરવુ, પણ જેથી રાજાનો ભય થાય એવી ચોરી કરવી નહિ

मृषावाद द्वार

सध्याभ्ररागवन्मिथ्या,-वचनं कथमुच्यते ।
प्रतीतिभंगकृत्चात्र, परत्र दु ग्वकारणम ॥ ७१ ॥

अर्थ –આ લોકમા વિશ્વાસનો ભંગ કરનારૂ અને પર લોકમા દુ ખના કારણરૂપ એવુ સધ્યાકાળના વાદળના રંગ સમાન મિથ્યાવચન શામાટે બોલવુ જોઈએ ? અર્થાત્ નજ બોલવુ

याऽरण्ये रोदनात्सिद्धि,-र्या सिद्धि क्लीबकोपनात् ।
कृतघ्नसेवनात्सिद्धि ,सा सिद्धि कूटभाषणात ॥७२

અર્થ –રણમા જઈ રડવાથી જે સિદ્ધિ થાય, નપુંસકના ક્રોધથી જે સિદ્ધિ થાય, તથા કૃતઘ્ન માણસની સેવાથી જે સિદ્ધિ થાય, તે સિદ્ધિ જૂઠુ બોલવાથી થાય છે

अग्निनासिच्यमानोऽपि, वृक्षोवृद्धि न चाप्नुयात ।
तथा सत्यं विना धर्म , पुष्टि नायाति कर्हिचित् ॥७

અર્થ –જેમ અગ્નિથી સિંચાતુ વૃક્ષ વૃદ્ધિ પામતુ નથી તેમ સત્ય વિના ધર્મ કોઈપણ સમયે પુષ્ટિને પામતો નથી

( उपजातिवृत्तम )

अमत्यवक्तुर्भुविपक्षपात, कुर्यान्नविद्वान् किलमर्कटेऽपि
तेन भुव ही वसुराजवत्स, इहापवाद नरकं परत्र ॥७४

અર્થ –વિદ્વાન માણસે ખરેખર આ જગતમા અસત્ય બોલનારનો મકર્ આને તોપણ પક્ષપાત કરવા નહિ, કેમકે, તેથી તે માણસ જરૂર વસુરાજાની માફક આ લોકમા અપ વાદને અને પરલોકમ નરકને મેળવે છે

अदत्तादानद्वार–( अनुष्टुपवृत्तम )

कालराणा यथा धर्यं, वन्ध्याना भनतिर्यथा ।
न विश्वासस्तथा लोके, नृणामदत्तहारिणाम् ॥७५॥

અર્થ –ખીકણ માણસોને જેમ ધૈર્ય, તથા વઝી માઓને જેમ સતતિ હોતી નથી, તેમ આ દુનિયામા ચોરી કરના રાઓનો વિશ્વાસ હોતો નથી

कुक्षि शाकेन पूर्यन्त, यदिस्तोक धनार्जनम् ॥
परनाऽदत्तमादन्या,-य्यन. स्याद्भुपतेर्भयम् ॥ ७६ ॥

અર્થ –જો થોડુ ધન કમાતા હોઈએ તો ફક્ત શાકથીજ પેટ ભરવું, પણ જેથી રાજાનો ભય થાય એવી ચોરી કરવી નહિ

अदत्त धन नादद्या, त्सुखलिप्सुर्हिमानव ।
समवोतु त्वमाप्नुया-न्मंडुकचौरवत्किल ॥ ७७ ॥

**અર્થ** –સુખ ભોગવવાની ઇચ્છાવાળા માણસે ચોરીનુ ધન લેવુ નહિ, કેમકે, તેથી તેને મંડુક ચોરની માફક દુઃખ મળે છે

अनिष्ट गोचर धूक, स्वामिद्रोही नरेषु च ।
अनीष्टादप्यनिष्टश्च, अदत्तमपलक्षणे ॥ ७८ ॥

**અર્થ** –પક્ષીઓમા ઘુવડ અનિષ્ટ છે, તથા માણસોમા સ્વામિનો દ્રોહ કરનારો અનિષ્ટ છે, અને અપલક્ષણમા ચોરી અનિષ્ટથી પણ અનિષ્ટ છે

( शार्दूलविक्रीडितवृत्तम )

माऽदत्तंहि गृहाण वस्तु यदि-चेन्न ह्यस्ति यद्भुज्यते,
धैर्यं धेहि तथापि पक्षिनिवहा नीरं लभन्ते स्थले ।
दत्तं येन वपु मरण भुवि नो चिन्ता करिष्यत्यहो,
ता वार्ता स्मर ता समग्ररचनाश्चिन्ता च तस्मिन् स्थिता ॥

અર્થ –હે પ્રાણી ? તુ ચોરીની વસ્તુ ગ્રહણ નહિ કર?

જો તારી પાસે તે વસ્તુ ન હોય, તો જે તું ભોગવે છે તેમાજ ધૈર્ય એટલે સતોષ રાખ? કેમકે પક્ષિઓના સમૂહો સ્થળપર જળને મેળવે છે, વધારે શું કહેવું? જેણે આ શરીર આપ્યું છે, તેજ જગત્મા આપણી ફીકર કરશે, અને તે સમગ્ર રચના તથા ચિંતા તેનામાજ રહેલી છે

मंजुनद्राग-( अनुष्टुपवृत्तम )

४ २ ३ १ ८ ७ ६ ५
स्त्रीलुब्धो जगति यशसा, ऽत्यजत्यशस्तु न नरम् ।
११ १० १२ १३ १६ १५ १४
दासीलुब्ध्या यशा मुंजो, ऽपकीर्त्या गीयते न किम् ॥

અર્થ -જગત્મા જે માણસ સ્ત્રીઓમા લુબ્ધ થયો છે તે માણસને યશે ત્યજેલો છે, કેમકે દાસી પ્રત્યેના લુબ્ધભાવથી મુંજરાજાની શું અપકીર્તિ નથી થઇ અર્થાત્ થઈ છેજ

१ २ ३ ४ ८ ७ ५ ६
अन्तर्कटुप्रामुखेमिष्टा, अनिष्टा का नत परम् ।
११ १२ १० ९
विषवल्लीवत्त्याज्या, ज्ञानिभि सुखकामिभि ॥२१

અર્થ -અતરગમા કટુ, તથા મ્હોઢે મીઠી એવી આ સ્ત્રીથી અન્ય કઈ વસ્તુ અનિષ્ટ છે? માટે સુખની ઇચ્છા કરનારા જ્ઞાનીઓએ ઝેરી વેલડીની માફક તેણીને ત્યજવી

२ १ ५ ३ ४
उग्रमभोगत स्त्रारि,-कता हि नरक गता ।
८ ७ ६ १० ११
स्वर्गं गत प्रेङ्गी च, तत्र मत्सरकारणम् ॥ ३२ ॥

અર્થ –નૃરિકતા ©.નસ ભોગથી નરકે ગએલ છે, અને પ્રદેશી રાજા સ્વર્ગ ગએલ છે, તેમા સવર કારણરૂપ છે

५ ६ ७ ८ २ ३ ४
अन्त श्यामा वहि श्यामा, रक्षाया गुटिका इव ।
८ ११ १० १२ १ ९
वहिर्दधति सौंदर्य,-मतस्ताभस्मराशय ॥ ३३ ॥

અથ –તે સ્ત્રીઓ રાખની ગોળીની માફક અન્દર અને બહારથી શ્યામ હોય છે, વળી બહારથી સુદરતાને ધારણ કરે છે, પણ અદર તો ભસ્મના ઢગલા તુ ય છે

( शार्दूलविक्रीडितवृत्तम )

४ २ ५ ६ ७ ८
श्रीमत्कोणिकराट च चेटकनृपे सार्क महत्सगर,
९ १० ६ १
चक्राण किलकामकेलिकलित पद्मावतीप्रेरित ।
१३ १५ १४ १६ १७ ११ १
भोगासक्तमना नृपो मणिरथो भ्रात्रामम चाऽकरोत्,
१८ १२ ० १ २४ २३ २२
द्रोह मोहवशात्परतु नदनु प्राप्त फल कीदृशम् ॥३४॥

અથ –પદ્માવતીથી પ્રેરાએલા તથા કામક્રીડાથી યુક્ત થએલા એના શ્રીમાન્ કોણિક રાજાએ ચેડારાજાની સાથે મ્હોટા સગ્રામ કર્યો, વળી મોહના વશથી ભોગોમા આસક્ત થએલુ છે મન જેનુ એવા મણિરથ રાજાએ ભાઇની સાથે દ્રોહ કર્યો પણ તેની પાછળ તેને ફળ કેવુ મળ્યુ ?

परिग्रहद्वार-( अनुष्टुपवृत्तम )

१ ५ २ ४ ३
प्रमेहिना विष सर्पि, मैथुन चक्षुरोगिणाम ।
६ ७ ८ ८
तद्वन्निश्शेषजंतूना, कालकूट परिग्रह ॥ ३५ ॥

અર્થ -પ્રમેહના રોગવાળાને ઘી જેમ ઝેરરૂપ છે, તથા ચક્ષુના રોગીઓને મૈથુન જેમ ઝેરરૂપ છે, તેમ સર્વ પ્રાણીઓને પરિગ્રહ ઝેરરૂપ છે

१ ३ ४ ५ ७ २ ८
पयोराशेर्जलबिन्दूना, सख्यानैवात्र लभ्यते ।
८ १० ११ १२ १३ १४
नथैव धनलुब्धाना, दु खमान न दृश्यते ॥ ३६ ॥

અર્થ -જેમ આ જગતમા સમુદ્રના પાણીના બિન્દુઓની સખ્યા મળતી નથી, તેમ ધનના લોભીઓના દુ ખોનુ પ્રમાણ દેખાઈ શકતુ નથી,

३ ४ ५ ६ १ ७ ८ २
अशुष्क यदि वा शुष्क,-मग्नि किं गणयेत् कदा ।
१० ८ १३ १४ ११ १२
परिग्रहरतस्तद्वन्, न जानीते पर निजम् ॥ ३७ ॥

અર્થ -અગ્નિ શુ લીલુ કે સૂકુ ગણે છે? તેમજ પરિગ્રહમા આસક્ત એવો માણસ પણ પોતાનુ કે પરનુ જાણી શકતો નથી

આગળનામા દાનાનગતુ ન, અને સમગ્ર દુખોના સકેતરૂપ એવા કોવ બુદ્ધિવાન્ માણુસે ત્યાગ કરવા લાયક છે

( वसंततिलकावृत्तम )

१ २ ३
क्रोधाभिभूतपुरुषा नरके व्रजेयु,-
५ ६ ८
स्तत्रापि ताडननिबंधनमारणोत्थम ।
११ १० १२ १४ १३ ४
दुःख घन च महत्त कृतकर्मणा च,
८ ७ १५
श्रीकृष्णवल्लभगणा समुपार्जयन्ति ॥ ४४ ॥

અર્થ –ક્રોધથી પરાભવ પામેલા પુરુષો નરકમા જાય છે, તથા ત્યા પણ તાડન, બધન, મરણ આદિકથી ઉત્પન્ન થએલા દુ ખને મેળવે છે, અને એવી રીતે માણુસોના સમૂહો શ્રીકૃષ્ણની માફક પોતે કરેલા કર્મોને ભોગવે છે

માનદ્વાર–( अनुष्टपवृत्तम )

१ ६ २ ४ ५ ७
यः स्तब्धो गुरुणा सार्क, मन्यस्य नमनं कुत ।
१२ ११ १४ १३ ८ ८ १०
न छायायै न लाभाय, मानी कथेरवन्नृणाम् ॥४५॥

અર્થ –જે માની માણુસ ગુરૂની સમીપે પણ અક્કડ થઈને રહે છે, ત્યારે બીજાને નમવાની તો વાતજ શી કરવી ? અને એવીરીતે માની માણુસ કથેરના વૃક્ષની માફક માણુસોને છાયાદાયક કે લાભદાયક થઇ શકતો નથી

स्थाणुर्वा पुरुषो वाऽयं, दृष्ट्वेति तर्कयन्ति यम् ।
स मानी दूरतस्त्याज्यो, नम्रादिगुणवर्जनात् ॥८६॥

અર્થ –જેને જોઈને આ ઠુંઠું છે કે પુરૂષ છે? એમ લોકો તર્ક કરે છે, માટે તે પ્રમાણે નમ્રાદિક ગુણોથી રહિત થએલા માનીને દૂર ત્યજવો

शिक्षां लभते नो मानी, विद्यामोयाञ्च कर्हिचित् ।
विनयादिक्रियाशून्य, स्तम्भवत्स्तब्धतां गत ॥८७॥

અર્થ –વિનયાદિકની ક્રિયાથી શૂન્ય થએલો, તથા સ્તંભની માફક સ્તબ્ધપણાને પ્રાપ્ત થએલો એવો અહંકારી માણસ શિખામણને પામતો નથી, તેમજ કોઈપણ સમયે વિદ્યાને પ્રાપ્ત થતો નથી

अरण्यजं तरो पुष्पं, समुद्राम्भश्च शीतलम् ।
लावण्यं दम्भिना तद्व,-न्मानिमानं निरर्थकम् ॥८८॥

અર્થ –જેમ વનમાં ઉત્પન્ન થએલું પુષ્પ, તથા સમુદ્રમાં રહેલું શીતળ પાણી, અને જેમ કપટી માણસનું લાવણ્ય તેમ માનીનું માન નિરર્થક છે

( शालिनीवृत्तम् )

धात्रा दत्तं मानवत्या लघुत्वं,
मानोन्मत्ते रावणे दुर्मतित्वम् ।
दर्पोत्कृष्टे कोणिके दुर्गतित्वं,
दुष्टान्मानात्सद्गतिः केन लब्धा ॥ ४९ ॥

અર્થ-માનવતીને દૈવે લઘુતા આપી, તથા અહંકારથી ઉન્મત્ત થએલા રાવણને દુર્મતિપણું આપ્યું, કોણિકરાજાને દુર્ગતિપણું આપ્યું, એવી રીતે દુષ્ટ એવા માનથી કોણે સુગતિ મેળવી છે ? અર્થાત્ કોઈએ પણ નથી મેળવી

मायाद्वार-( अनुष्टुपवृत्तम् )

मायात्पन्नादविश्वासा,-न्मुग्धाम्नोऽपि मानुषः ।
परसद्मप्रवेशं च, नाप्नुयात् श्वानवत्सदा ॥ ५० ॥

અર્થ-મુખે મીઠાવચન બોલનારો એવો પણ માણસ કપટથી થએલા અવિશ્વાસથી, હમેશ કુતરાની માફક અન્યના ઘરમા પ્રવેશ કરી શકતો નથી

छद्मना पठितं शास्त्रं, तदनर्थाय केवलम् ।
हरिभद्रस्य शिष्याणां, फलं किमुत न श्रुतम् ॥ ५१ ॥

अर्थ –કપટથી ભણેલુ શાસ્ત્ર પણ કેનક અનર્થ માટેજ થાય છે, કેમકે, તેથી હરિભદ્રાચાર્ય મહારાજના શિષ્યોને થએલુ ફળ શુ આપણે શાસ્ત્રોમા નથી સાભળ્યુ ? અથાત્ સાભળ્યુ છે

३ ४ ५ ६ १ २
मायया यत्तपस्तस, महाबलेन साधुना ।
८ १० ९ ७ १४ १३ ११ १२
स्त्रीवेदो ह्यर्जितस्तेन, भुक्तो मल्लीभवे च स ॥७१॥

अर्थ –વળી મહાબળ સાધુએ પણ કપટથી જે તપસ્યા કરી, તેથી તેમણે સ્ત્રીવેદ ઉપાર્જન કર્યો, અને તે સ્ત્રીવેદ તેમને શ્રીમલ્લીનાથ જિનેશ્વરના ભવમા ભોગવવો પડયો

( स्रग्धरावृत्तम् )

६ ३ ५ ९ १ २ ४ ११
दासीपुत्र' सुरूप कपिल इति नरर्वन्द्यमानोऽपि दारे,
१ १२ १३ ८ ७ १४ १६ १५
स्त्यक्त्वा त्यक्तश्च धिक्कृत्वा पटुनरवचनैर्निंद्यमान समन्तात्।
१८ १९ १७ २० २० २१ २२
मायाया हेतुरत्र भव सुगुणनिधे भव्य मायाविरक्तो,
२४ २५ २९ २६ २७ २८
माया संसारमूल प्रणिजगदुरिति स्वस्तिकारा जिनेंद्राः॥

अर्थ –લોકોથી નમસ્કાર કરાતો તથા ઉત્તમરૂપવાળો એવો પણ કપિલ "તુ દાસી પુત્ર ' માટે તને ધિક્કાર છે, એમ કહીને શું સ્ત્રીએ તેને તજ્યો નહિ ? અર્થાત્ તજ્યોજ તથા તે પટુ લોકોના વચનોથી ચારે બાજુથી

થવો, નહિ તેમ થવામાં હેતુભૂત માયાજ હતી, માટે હે ઉત્તમ ગુણોના ભંડારસમાન ભવ્ય માણસ? તું માયાથી અને કપટથી વિરક્ત થા? માયા છે તે સંસારનું મૂળ છે, એમ કલ્યાણભાગી શ્રી જિનેશ્વર પ્રભુએ કહેલું છે ॥

लोभद्वार-( अनुष्टुपवृत्तम )

स्थले चरच्च नावितर शिलायामुदयेत्कजम ।
लभेत्स मृगतृष्णायाः तदा हि लोभत सुखम् ॥८४॥

અર્થ —જો સ્થળપર વ્હાણ ચાલે, પત્થરપર કમળ ઉગે, તથા ઝાંઝવાના પાણીમાંથી જો પાણી મળે, તો લોભથી સુખ મળે

सर्पोऽनिष्टोऽथवा लोभो, द्वयोर्लोभस्त्वनिष्टकः ।
दशेच्च मर्दिते सर्पो, लोभो दशति सर्वदा ॥ ८५ ॥

અર્થ —સર્પ દુ:ખદાઇ કે લોભ દુ:ખદાઇ એમ જો પ્રશ્ન પુછવામાં આવે તો, તેઓ બન્નેમાંથી લોભ દુ:ખદાઈ છે, કેમકે, સર્પને તો જો મર્દન કરવામાં આવે તોજ ડંખે છે, પણ લોભ તો નિરંતર ડંખે છે.

समुद्रस्यैव कल्लोला,-त्कल्लोलो वर्धते यथा ।
तल्लाभाच्च लोभोऽपि, मम्मणवणिजो यथा ॥८६॥

બાળીને રાખ્યો એનો વેશ ખરેખર નિરંતર દુઃખે કરીને છતાય તેના છે

ગણહાર-( अनुष्टुपवृत्तम )

मुच्यते शृग्वलाबद्धो, नाडीनद्धोऽपि मुच्यते ।
न मुच्यते कथमपि, प्रेम्णा बद्धो निरर्गलं ॥ ५९ ॥

અર્થ -સાકળથી બધાએલો પ્રાણી પણ મુકાય છે, તેમજ દોરડાથી બધાએલો પ્રાણી પણ છુટો થઇ શકે છે, તથાપિ પ્રેમથી બધાએલો પ્રાણી કોઇપણ રીતે મુક્ત થઇ શકતો નથી

भर्तुर्विरहतोनार्य, प्रविशत्यनलान्तरे ।
स्वेच्छया च सहर्षेण, तत्र प्रेमप्रपचक ॥ ६० ॥

અર્થ -પોતાના ભર્તારના વિરહથી સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી હર્ષસહિત જે અગ્નિમા પ્રવેશ કરે છે, તેમા પણ પ્રેમનોજ પ્રપંચ છે

मनस्तत्र वचस्तत्र, जीवस्तत्र सपत्तेन् ।
नेत्रावलोकन तत्र, रागो यत्रोपतिष्ठते ॥ ६१ ॥

અર્થ -જ્યાર રાગ રહેલો છે, ત્યાજ મન, વચન અને જીવ વસી રહે છે, તથા આખોનું જોવાપણુ પણ ત્યાજ હોય છે

२ ३ ६ ५ ७ ४
रागिणि गुणता पश्ये,-द्वैगुण्य हि विरक्ते ।
१ १० ८ ११ १२ ९
रागीगुणावगुण च, नपरीक्षति कर्हिचित् ॥ ६० ॥

અર્થ -રાગી માણસ રાગી પ્રત્યે ગુણપણાને જુવે છે વિરક્ત પ્રત્યે અવગુણપણાને જુવે, એવી રીતે રાગી માણસ કોઇપણ દિવસે ગુણ અવગુણની પરીક્ષા કરતો નથી.

( शिखरिणीवृत्तम )

१ २ ४ ६ ३
अयं पोतो नीरं तरति नयन शीतकिरण,
८ ५ ३ ६ १२
दधात्येव नित्यं किमु कुमुदबंधु नानरद् ।
११ १४ १० १५ १६ १२ १३ ९
परन्तुर्वी गुर्वी कथमपि च भारं नमति,
१ २१ २२

१० २ ११ १२ १ १४ १५ १३
तत्प्राणिनामितिज्ञात्वा, त्याज्यो द्वेषोऽबुधैर्न च ॥६४॥

અર્થ -જે દ્વેષથી પ્રાણીઓને કર્મ બધાય છે, તથા તપસ્યા તપતા છતા પણ જેથી પ્રાણીનો મોક્ષ થતો નથી, એમ જાણીને તે દ્વેષને પડિતોએ ત્યજનો

२ ४ ३ ६ ५ १
स्वकीय परकीयं च, द्वेषाज्जन सदाजना ।
८ ७ ८ ११ १०
विद्धयेरन् वाक्यशल्यैश्च, बब्बूलकटका यथा ॥६५॥

અર્થ -માણુનો દ્વેષથી બાવળના કાટાની માફક નિરતર પોતાના અને પારકા માણસને પણ વચનોરૂપી શ યે થી વીંધે છે

२ ३ १ ४ ५ ८ ७ ६ ८
येषु यावच्च रागोऽभूत्, तेषु तावच्च सद्गुणा ।
१० ११ १४ १३ १५ १६ १२
द्वेषोत्पन्नेषु तेष्वेव, दोष पश्येद्धि केवलम ॥ ६६ ॥

અથ -જે માણસોમા જ્યા સુધી રાગ હોય, ત્યા સુધી તેઓમા સદ્ગુણોને જુવે છે, અને તેઓમ જ્યારે દ્વેષ થાય, ત્યારે કેવળ તે દૂષણોજ જુવે છે

२ ३ १ ४ ५ ६
द्वेषिणा ज्वरिणा लोके, द्वयो साम्या प्रतिक्रिया ।
७ ८ ८ १० ११ १२ १३
क्रूरत्व कटुकत्व च, वहिस्ताऽपि तापवान् ॥ ६७ ॥

અર્થ -દ્વેષીમાણસ અને તાવવાળા માણુસની તુલ્ય પ્રકૃતિ હોય છે, કેમકે, દ્વેષિમા જેમ ક્રરપણું તેમ તાવમા કટુકપણુ

હોય છે, તના ભડાન્થી અને અ તર ગથી પણ તેઓ તાપવાળા હોય છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

श्रीद्वीपायनतापसेन महती प्रज्ज्वालिता द्वारिका,
द्वेपादेव च वर्धमाननगरं श्रीशूलपाणिरभूत् ।
मारी येन विमोचिता च महसा लोकाश्च दुःखीकृता-
स्तस्मात्सोऽत्र विमुच्यतामिति जिनैर्योग्यापि मत्रेनवे

અર્થ –દ્વેષથી દ્વીપાયન નામના તાપસે મહાન્ દ્વારિકા નામની નગરીને બાળી નાખી, તથા વર્ધમાન નામના ન । ॥ જે શૂળપાણી યક્ષ થયો, કે જેણે તુર્ત ત્યા મરકી ચલાવીને ઘણા લોકોને દુ ખી કર્યા, માટે તે દ્વેષને ત્યજવો, એ । શ્રી ,જિનેશ્વર પ્રભુઓએ નિ પાપી એવા ગ ઘની અભય કહેલુ છે

અન્યહાર–( अनुष्टुपवृत्तम् )

अग्निं सूते यथा धूमं, धूमं सूतेऽग्निसंततिम् ।
अन्यायोऽपयशः सूते, तद्वत्क्लेशश्रकिल्विषम् ॥६०॥

॥ ૯ અર્થ –અગ્નિ જેમ ધુમાડાને, ધુમાડો જેમ ત્યાગ ડ નિને

१ २ ३ ६ ७ ५ ४
स्तोकोऽप्यग्निर्दहत्येव, काष्टादिप्रभृति घनम् ।
१० ११ ८ ८ १२ १३
क्लेशलेशोऽत्र तद्वच्च, वृद्धितस्तनुदाहक ॥७०॥

અર્થ –થોડો અગ્નિ જેમ ઘણા કાષ્ટઆદિકને બાળે છે, તેમ ક્લેશને લેશમાત્ર પણ વૃદ્ધિ પામીને શરીરને બાળે છે

१ २ ३ ४ ५
कलंकेन यथा चन्द्र', क्षारेण लवणाम्बुधि' ।
१० ६ ११ ७ ८
कलहेन तथा भाति, ज्ञानवानपि मानव' ॥७१॥

અર્થ –કલંકથી જેમ ચન્દ્ર, તથા ખારથી જેમ લવણ સમુદ્ર, તેવી રીતે જ્ઞાની એવા પણ માણસ કલહથી શોભે છે

२ ४ ३ ८ ५ ६ ७
आत्मान तापयेन्नित्य, तापयेच्च परानपि ।
८ १० ९ ११ १३ १२
उभयोर्दु ग्वकृत्क्लेशो, यथोर्णारणुका क्षितौ ॥७२॥

અર્થ –આ પૃથ્વીમા ઉપ્તન્ન થએલી ગ્તીની માફક કલેશ છે તે પોતાને અને પરને પણ નિરતર તાપ આપે છે, અને એવી રીતે કલેશ બન્નેને દુ ખ કરનારો છે

( उपजातिवृत्तम् )

२ १ ३ ५ ४
सग्रामनोऽनेन सुग्व त्ववास,-
६ १० ८ ११ ७
मिनिश्रुत केन न रष्ट्रमुर्व्याम् ।

१२ १३ १४ १५ १६
कर्मेन सा जीवयशाशु लेभे,
१८ १ १७
या युग्मवशक्षयकारिणी च ॥ ७३ ॥

અર્થ –સગ્રામ કરવાથી આ અમુક માણસને સુખ મળશે, એવી રીતે દુનિયામા કોઈ સભળ્યુ અથવા દીઠુ છે? અર્થાત્ કોઈએ પણ નહિ કેમકે, કે જે જીવયશાને તુર્ત મેળી, અને તે બન્ને વશનો નાશ કરનારી થઈ

अभ्याख्यानद्वार-( अनुष्टुपवृत्तम् )

१ ४ २ ३
काचकामलदोषेण, पश्येन्नेत्रे विपर्ययम् ।
६ ७ ५ ८ १० ९ ११
अभ्याख्यान वदेज्जीह्वा, तत्र रोग क उच्यते ॥७४॥

અર્થ –માણસ કાચકામળ નામના દોષથી નેત્રમા વિપરીતપણુ જુવે છે, પરન્તુ જીભ જે અભ્યાખ્યાન બોલે છે, તેમ કયો રોગ કહેવાય છે?

२ ४ ५ २
यथाऽभक्ष्य न भक्षयेन, द्वादशव्रतधारिभि ।
११ १२ १ १३ १४ ८ १०
अभ्याख्यान न चोच्येन, तथा कस्यापि पण्डित ॥७५॥

અર્થ –જેમ બારવ્રતધારીઓ અભક્ષ્ય વસ્તુ ખાતા નથી, તેમ પડિતો કોઈનુ અભ્યાખ્યાન બોલવા નથી

( शालिनीवृत्तम )

अग्नि स्तोकाद्वृद्धिमायाति योगात्,
तद्वृद्धि क्लेशलेश प्रयाति ।
अभ्याख्यानात् स्तोकत कर्म वृद्धि,
प्राप्नोत्येव कष्टत सा न याति ॥ ७६ ॥

અર્થ –જેમ અગ્નિ થોડા યોગથી વૃદ્ધિ પામે છે, તેમ ક્લેશ પણ વૃદ્ધિ પામે છે, અને થોડા અભ્યાખ્યાનથી કર્મ વૃદ્ધિ પામે છે, અને તે કર્મોની વૃદ્ધિ એવી રીતે કષ્ટથી પણ જાતી નથી

( अनुष्टुप्वृत्तम )

देवेषु किरिविषो देवो ग्रहेषु च शनैश्चर ।
अभ्याख्यान तथा कर्म, सर्व कर्मसु गर्हितम् ॥७७॥

અર્થ –જેમ દેવોમા કિલ્બિષ તથા ગ્રહોમા શનિશ્ચર, તેમ અભ્યાખ્યાન નામે કર્મોમા નિન્દિત છે

( शालिनीवृत्तम )

दैवैश्चपाद्मारसमुद्गादित तत,
मौभद्राया शीलमाहात्म्यमेव ।

मिथ्यात्विन्यादुर्गतित्वं हि तस्या',
श्वश्वा अभ्याख्यानमेवात्र हेतु ॥ ७८ ॥

અર્થ —દેવોએ ચંપાનગરીનું દ્વાર ઉઘાડયુ, તેમા હેતુભૂત સુભદ્રાના શીળનુ મહાત્મ્યજ હતુ, તથા તેની મિથ્યાત્વિની સાસુનું જે દુર્ગતિપણું થયુ, તેમા ફક્ત અભ્યાખ્યાનજ હેતુભૂત હતુ

पैशून्यद्वार-( अनुष्टुपवृत्तम )

अदाता च यथा लोके, वरो निःस्वो धनी न च ।
मूको वरं न वाक्दक्ष., पैशून्य यदि तिष्ठति ॥७९॥

અર્થ —જેમ દુનીયાના નિર્ધન સારો છે, પણ દાન નહિ કરનાર એવો ધનવાન સારો નથી, તેમજ મુંગો માણસ સારો છે, પણ જે ચુગલીને એટલે અન્યની ચાડીને ધારણ કરે છે, એવો વાચાળ માણસ પણ સારો નથી

दानशीलतपोभावै,-रस्यधत्ते वृषो मुनि ।
यस्य मनोवच कार्यै', पैशून्य नाभिमश्रयेत ॥८०॥

અર્થ —જે માણસને મન, વચન અને કાયાથી ચુગલી આશ્રય કરીને રહેલી નથી, તેનો ધર્મ, દુનિયામા દાન, શીળ, તપ અને ભાવથી વૃદ્ધિ પામે છે

अन्यस्य तापनार्थं, पैशून्यं क्रियते जनैः ।
स्वात्मा हि तप्यते तेन, यद्वा स्यात्फलं च तत् ॥८१॥

અર્થ —બીજાને ખેદ આપવા માટે માણુસો જે ચુગલી કરે છે, તેથી ઉલટો પોતાનો આત્મા ખેદ પામે છે કેમકે, જેવું વાવ્યું હોય તેવું ફળ મળે છે

दानं च निष्फलं नित्यं, शौर्यं तस्य निरर्थकम् ।
पैशून्यं केवलं चित्ते, वसेद्यस्याऽयशो भुवि ॥८२॥

અર્થ —જેના મનના કેવળ ચુગલીજ રહેલી છે, તેનું દાન હમેશા નિષ્ફળ જાય છે, તથા તેનું પરાક્રમ પણ નિષ્ફળ થાય છે, અને તેનો અપયશ પૃથ્વીમાં વિસ્તાર પામે છે

रति-अरतिद्वार

न विद्यते रतिः प्राज्ञे, न विद्यतेऽरतिः पुनः ।
कर्माधीनं च सर्वं स्या,-त्ततस्तामरतिं ताकुरु ॥८३॥

અર્થ —ડાહ્યા માણસોને રતિ, તેમજ અરતિ વિદ્યમાન હોતી નથી, કેમકે, સર્વ કર્મોને આધિન છે, માટે તે રતિ અરતિને મ પ કરો?

आदौ रागस्ततो द्वेष,-स्तस्मात्क्लेशपरंपरा ।
तद्वदादौ रतिश्चार,-तिस्तत कर्मबंधनम् ॥ ८८ ॥

અર્થ -જેમ પ્રથમ રાગ અને તેથી દ્વેષ, તથા તેનાથી કલેશની પરંપરા થાય છે, તેમ પહેલા રતિ, તેનાથી અરતિ અને તેથી કર્મબંધન થાય છે

वरं छाया वरं वायु,-र्वरं पुत्रो वरं धनम् ।
वरं बंधुर्वरं जाये,-त्यादिरत्युद्भवं वचः ॥ ८९ ॥

અર્થ -છાયા ઉત્તમ છે, વાયુ ઉત્તમ છે, પુત્ર ઉત્તમ છે, ધન ઉત્તમ છે, બંધુ ઉત્તમ છે, તથા સ્ત્રી ઉત્તમ છે, ઈત્યાદિક વચન રતિથી ઉત્પન થએલુ જાણવું

उष्ण छाया धनं स्तोकं, वायुर्लूतादिसंयुतः ।
कुपुत्र कुलटारामे,-त्याद्यरत्युद्भवं वचः ॥ ८६ ॥

અર્થ -છાયા ઉષ્ણ છે, ધન થોડુ છે, વાયુ લૂ આદિકવાળો છે, પુત્ર દુરાચારી છે, સ્ત્રી કુલટા છે ઈત્યાદિક વચન અરતિથી ઉત્પન થએલુ જાણવુ

रजांसि दशना यत्रा,-ऽधरोष्ठोष्ठिकारीद्वयम् ।
मूर्खैरमनापराप,-चादगुत्र समुद्धरेत् ॥ ८७ ॥

અર્થ -જના દાંતોરૂપી રજકો છે, તથા હોઠોરૂપી બન્ને ઢીબડીઓ છે, એવી મૂર્ખોની જીભ, પરના અપવાદરૂપી નિદ્રાને ઉપાડે છે

४ ५ ६ ७ ३ १ २ ८ ९
वक्तु नैव क्षमा जीह्वा, यदि मूकस्य तद्वरम् ।
११ १२ १० १३ १५ १४ १६
पर परापवाद च, जजल्पते न तद्वरम् ॥ ८८ ॥

અર્થ -જોકે મુગા માણસની જીભ બોલવાને શક્તિમાન થતી નથી, તોપણ તે ઠીક છે, પરન્તુ જે જીભ પરનો અપવાદ બોલે છે, તે ઉત્તમ નથી

३ ४ १ २ ५ ६
यत्र परापवादेन, स्वस्य यत्समल कृतम् ।
८ ७ ८ १० ११ १३ १४ १५ १२
तच्च केनाप्युपायेन, कर्तुं नार्हति निर्मलम् ॥ ८९ ॥

અથ -પરના અપવાદથી પોતાનુ જે મુખ મલીનતાવાળુ થએલુ છે, તેને કોઈપણ ઉપાયથી નિર્મળ કરી શકાતુ નથી

१ ३ २ ४
एके च जातिचडाला, कर्म चडाल-निदक ।
८ ५ ६ ७ ८ १०
ज्ञात्वेति हृदये सम्यक्, परापवादमात्यजेत् ॥ ९० ॥

અર્થ -આ દુનિયામા કેટલાકતો જાતિચડાળો છે, પરન્તુ નિદા કરનારાઓ તો કર્મચડાળો છે, એમ સારી રીતે હૃદયમા જાણીને પરના અપવાદનો ત્યાગ કરવો.

मायामृषाद्वार

१ २ ३ ४ ८ ५ ७
मनस्यन्यद्वचस्यन्यत्, मायामृषा च सा्यते ।
८ १० ११ १७ १४ ११ ११ १
कदापि सुखदा न स्या,-द्भिम्बे यथा पणागना ॥०१॥

અર્થ -મનમા કઇક અને વચનમા કઈક, તેને "માયા મૃષા" કહેવાય છે, માટે જગતમા જેમ વેશ્યા સ્ત્રી, તેમ તે કદાપી પણ સુખ કરનાર નથી

६ ४ ५ ३ २
फल यथेन्द्रवारुण्या, कटुमायामृषाप्यच ।
८ १० ११ १२ ७ ८ १
अतरगत्रिया श्रेय,-स्कर न स्यात्ततोऽत्र च ॥ ९२ ॥

અર્થ -જેમ ઇન્દ્રવારૂણી નામની વેલડીનું ફળ કડવુ છે, તેવુ માયામૃષા વચન કડવુ છે, માટે અતરગ બુદ્ધિથી આ દુનિયામ તે કલ્યાણકારી હોતુ નથી

३ २ ४ १ ५
खड्गधारा मधुलिप्ता, विद्धि मायामृषा ततः ।
८ ८ ७ ६
वर्जनीया प्रयत्नेन, चिद्रूपा शिववाञ्छना ॥ ९३ ॥

અર્થ -માયામૃષાવાદને મધથી લીપાએલી તલવારની ધારાસમાન જાણુવુ, તેથી કલ્યાણને ઇચ્છતા એવા પડિતોએ પ્રયત્નપૂર્વક તેનો ત્યાગ કરવો

द्यूतस्य व्यसनं त्याज्यं, नरैः शुभवाञ्छता ।
हठाद्यदि न मुच्येत, तदा क्लेशपरंपरा ॥ १०० ॥

અર્થ –કલ્યાણને ઈચ્છનારા માણસોએ જુગારના વ્યસનનો ત્યાગ કરવો, અને કદાચ જો હઠથી તેનો ત્યાગ કરવામાં ન આવે તો કલેશોની શ્રેણિ પ્રાપ્ત થાય છે

लभेत शं पराधीनात्, तत्त्वबुद्धिं तु मद्यपात् ।
यदा प्रमादतो ज्ञानं, भवेद् द्यूताद्धनं तदा ॥१०१॥

અર્થ –જો પરાધીનપણાથી સુખ મળે, મદિરાપાન કરનાર માણસ પાસેથી તત્વની બુદ્ધિ મળે, તથા પ્રમાદથી જો જ્ઞાન મળે, તો જુગારથી ધન મળે

( उपजातिवृत्तम् )

न यन्त्रसाध्यं न च तन्त्रसाध्यं,
न मन्त्रसाध्यं न च मन्त्रिसाध्यम् ।
एवं-विधं द्यूतमतः प्रमोच्यं,
नो चेत्त्यजेत्पाऽद्भुतनर्कवेच्च ॥ १०२ ॥

અર્થ –જુગારને યંત્રથી પણ સાધી શકાતો નથી, તંત્રથી

સાધી શકાતો નથી, તથા મ ત્રથી પણ સાધી શકાતો નથી, માટે એવી રીતના જુગારનો ત્યાગ કરવો, અને જો તેનો ત્યાગ કરવામા ન આવે, તો તે પાડવોની માફક દુ ખદાઈ નિવડે છે

४ २ ३ १ ५
द्यूतान्नलेनाऽपि च राज्यभार,-
११ १० ८ ७
ममोचि द्रव्य नृपकोटिभिश्च ।
८ ६ १२
श्रीमूलदेवप्रमुखैस्तथेह,
१७ १३ १४ १५ १६
लभेत को द्यूतत एव सूख्मम् ॥ १०३ ॥

અર્થ -જુગારથી નળરાજાને રાજ્યભારનો ત્યાગ કરવો પડયો, તથા શ્રી મૂળદેવ આદિ ક્રોડો ગમે રાજાઓને દ્રવ્યનો ત્યાગ કરવો પડયો છે, માટે આ દુનિયામા કયો માણસ જુગારથી ધનને મેળવી શકે ? અર્થાત્ કોઈપણ ન મેળવી શકે

मासद्वार-( अनुष्टुप्वृत्तम् )

१ ११ २ ३ ४
मासादनात्प्रणश्यन्ति, देहश्रीः सुमति सुखम् ।
५ ६ ७ ८ ९ १०
शौच सत्य यश पुण्य, श्रद्धा विश्वाससद्गती॥१०४॥

અર્થ -માસ ભક્ષણ કરવાથી શરીરની શોભા, ઉત્તમબુદ્ધિ, સુખ, પવિત્રતા, સત્ય, યશ, પુણ્ય, શ્રદ્ધા, વિશ્વાસ

मासादनाज्ञनाना च, जायते विभ्रमो ध्रुवम् ।
निर्दयत्वमशौच्य च, दुर्बुद्धिं व्यपरपरा ॥ १०५ ॥

અર્થ -વળી માસ ભક્ષણથી માણસોને ખરેખર વિભ્રમ, નિર્દયપણુ, અપવિત્રપણુ, દુર્બુદ્ધિ તથા દુ ખોની શ્રેણિઓ પ્રાપ્ત થાય છે

प्रपश्यति पशून् यत्र, मनस्तत्र प्रवर्तते ।
रागता मासपुष्टे स्या,-दुर्बलत्वे विरागता ॥ १०६ ॥

અર્થ -વળી માસલુબ્ધ માણસ જ્યા પશુઓને જુવે છે ત્યા તેનું મન પ્રવર્ત્તે છે, વળી જે પશુ માસથી પુષ્ટ થએલુ હોય તેના ઉપર તેનો રાગ બધાય છે, તથા જે પશુ દુર્બળ હોય તેના પ્રત્યે તેને વિરાગપણુ થાય છે

( इन्द्रवज्रावृत्तम् )

मा रत्नती या नरके प्रविष्टा,
मासादनाङ्गीम-कुकर्मकर्त्री ।
श्रीश्रेणिकेनाऽपि पलाशनाच,
मासा हि पीडा नरकस्य मोना ॥ १०७॥

અર્થ -ભયંકર કુકર્મ કરનારી તે પ્રસિદ્ધ રેવતીને માંસ ભક્ષણથી નરકમાં પ્રવેશ કરવો પડયો, અને શ્રી શ્રેણિક રાજાએ પણ માંસભક્ષણથી નરકની ભયંકર પીડા ભેગવી

मदिराद्वार-( अनुष्टुपवृत्तम )

पारवश्यमशुचित्व, विकलत्वमचेष्टता ।
निर्दयत्व भवेत्तस्मात्, सुरापान विवर्जयेत् ॥१०८॥

અર્થ -મદિરાપાનથી પરવશપણું, અપવિત્રપણું, વિકલપણું, નિશ્ચેષ્ટપણું, તથા નિર્દયપણું થાય છે, માટે મદિરાપાનનો ત્યાગ કરવો

शैथिल्य विग्रहे वस्त्रे, नेत्रयुग्मे मदाघना ।
पतन यत्र तत्रापि, मद्य पिबेत्ततो न च ॥ १०९ ॥

અર્થ -તેથી મદ્ય પાન કરવાથી શરીરમાં અને વસ્ત્રમાં પણ શિથિલતા થાય છે, બન્ને નેત્રોના મંદપણું થાય છે, તથા જ્યાં ત્યાં પડવાપણું થાય છે, માટે મદિરાપાન કરવું નહિ

सततिर्नाऽस्ति वध्याया , कृपणस्य यशो न हि ।
कातरस्य जयो नैव, मद्यपस्य न सद्गतिः ॥ ११० ॥

અર્થ -જેમ વાંઝીઆ સ્ત્રીને સંતતિ હોતી નથી, કૃપણને

યશ રહેતો નથી, ચીકણને જય મળતો નથી, તેમ મદિરા પાન કરનાર માણસને ઉત્તમ ગતિ મળી શકતી નથી

( उपजातिवृत्तम )

१ २ ३
यस्या धवो माधववासुदेव ,
४ ६
सुवर्णदुर्गा धनदेनदत्ता ।
७ ८ १० ५ ८
सा द्वारिका प्रज्वलिता च नूनं,
११ १२ १५ १३ १४
तत्राऽपि हेतु किल मद्यपानम् ॥ २२१ ॥

અર્થ —જે દ્વારિકાનગરીના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવ હતા, તથા જેને સુવર્ણનો ગઢ હતો, તેમજ જેને કુબેરે આપી હતી, તેની દ્વારિકા ખરેખર બળી ગઇ, તેના પણ મદ્યપાનજ હેતુભૂત હતુ

वेश्याचार-( अनुष्टुपवृत्तम् )

३ ५ ४
कुष्टाभिभूतमूत्याना, मन्येताऽनंगतुल्यताम् ।
२ ८ ६ ७ १ १० ११
द्रव्यार्थं न च स्नेहार्थं, गणिका सुखदा न सा ॥२२२॥

અર્થ —જે વેશ્યાસ્ત્રી સ્નેહને માટે નહિ, પણ ફક્ત દ્રવ્યને માટે કોઢથી પરાભવ પામેલા માણસોને પણ કામદેવસમાન માને છે, માટે તેવી વેશ્યા સુખદાઇ નથી

लोभार्थिनी निर्लज्जा च, पापिष्ठा पापकुंडिका ।
विटचुंबिता च निःस्नेहा, कथं सेव्या पणांगना ॥११३॥

અર્થઃ-ફક્ત લોભનાજ પ્રયોજનવાળી, લજ્જા વિનાની, પાપિષ્ટ, પાપોની કુંડસમાન, વિટપુરુષોથી ચુંબન કરાએલી, તથા સ્નેહ વિનાની એવી વેશ્યા સ્ત્રીને શા માટે સેવવી જોઈએ ?

सा कंठाश्लेषमाधत्ते, परं प्रीतिविवर्जिता ।
तेनाज्ञास्तत्र बध्यन्ते, यथा सिंहाश्च पंजरे ॥११४॥

અર્થ-તે કંઠને આલિંગન તો કરે છે, પરંતુ પ્રેમ રહિત હોય છે, માટે અજ્ઞાની માણસો, પાંજરામાં જેમ સિંહ તેમ તેણીની સાથે પ્રીતિથી બંધાય છે.

वेश्यासंगाच्च सर्वैव, नश्यंत्यंगच्छविर्यशः ।
लज्जा च संतति सिद्धि,-र्द्रव्यं च गृहगागना ॥११५॥

અર્થ-વેશ્યાના સંગથી નીચે જણાવેલી સાત વસ્તુઓનો નાશ થાય છે, શરીરની કાંતિ, યશ, લજ્જા, સંતતિ, સિદ્ધિ, ધન તથા ઘરની સ્ત્રીનો નાશ થાય છે.

( उपजातिवृत्तम् )

कदापि वेश्या न गुणार्थिनी स्या,-
द्रूपार्थिनी नव हितार्थिनी च ।
विद्यार्थिनी नापि न मन्यसे चे,-
द्वार्ता शृणु त्वं कयवन्नकस्य ॥ ११६ ॥

અર્થ-વેશ્યા સ્ત્રી કદાપિ પણ ગુણોની, રૂપની, હિતની કે વિદ્યાની અર્થિની એટલે પ્રયોજનવાળી હોતી નથી, માટે હે ભવ્ય પ્રાણી? જો તું તે વાત ન માનતો હોય તો તું કયવન્નાની કથા સાંભળ?

आखेट द्वार-( अनुष्टुपवृत्तम् )

धूपात्प्रस्विन्नदेहस्य, भ्राम्यते वनगह्वरे ।
आखेटे किं सुखं तत्र, पापरूपे निजात्मनः ॥११७॥

અર્થ-જે શિકારમાં તાપથી શરીરપર પસીનો થાય છે, તથા ભયંકર વનમાં ભમવું પડે છે, એવા પાપરૂપ શિકારમાં પોતાના આત્માને શું સુખ મળતું હશે?

पुनः पुनः प्रपद्येत, परत्र नरकावनीं ।
सततं रुधिरालिप्त,-करणाखेटकारिणा ॥११८॥

અર્થ -નિરંતર રૂધિરથી લેપાએલ છે હાથ જેના એવો શિકાર કરનારો માણસ પરભવમા નરકમા જઈને વારંવાર પચાવાય છે, અર્થાત્ ત્યા જઈને તે અત્યંત દુ ખ પામે છે

आखेटकेषु विध्येरन्, प्राणिनः प्राणिनोऽत्रये ।
नरकेऽप्यनुविध्यरन्, परत्रेत्यवदज्जिन. ॥ १७९ ॥

અર્થ -જે પ્રાણીઓ આ જગત્મા શિકારચાળાઓમાં પ્રાણીઓને વીંધે છે, તેઓ પરભવમા નરકમા જઈને વીંધાય છે, એવી રીતે શ્રી જિનેશ્વર પ્રભુ કહે છે

श्वभ्रद्वाराणि पंचैव, द्रोहो हत्या तथा भुवि ।
मांसादनं गुरोर्निंदा, तथा-खेटकपातकम् ॥ १८० ॥

અર્થ -આ જગતમા નરકે જવાના પાંચ બારણાં કહેલ છે; દ્રોહ એટલે પરની ઈર્ષ્યા હત્યા એટલે જીવોની હિંસા, માંસભોજન, ગુરૂની નિંદા તથા શિકારથી થએલું પાપ એ પાંચે નરકના દ્વારો છે

( उपजातिवृत्तम् )

आखेटकं चेन्नहि न त्यजेच्च, परत्र घोरादिक-दुःखराशिम् ।
सहेत चाऽस्मिन् परमापदं हि, यथाऽजपुत्रौ

અર્થ -હે પ્રાણી ? કોઇપણ માણસ, પરલોકમા બધના દિક દુ ખોનો સમૂહ જેમા ભર્યો છે એવા શિકારને જો નથી ત્યજતો તો તે રઘુવશમા ઉત્પન્ન થએલા "અજપુત્રની" માફક આ લોકમા પણ અત્યત આપત્તિને સહન કરે છે

चारोद्वार-( अनुष्टुब्वृत्तम् )

१ २ ३ ४
चौर्यकर्ता चौरमन्त्री, स्थानदश्चौर-रक्षक ।
५ ६ ७ ८ ९ १०
चौरेण सह व्यापारी, चौर पचविध स्मृत ॥१२२॥

અર્થ -ચોરી કરનાર, ચોરની સાથે ગુપ્ત વાત કરનાર, ચોરને રહેવાનુ સ્થાન આપનાર, ચોરનુ રક્ષણ કરનાર તથા ચોરોની સાથે વ્યાપાર કરનાર, એવી રીતે પાચ પ્રકારના ચોર કહ્યા છે

१ २ ३ ४ ६ ५ ७
निर्दय ग्वरवाक् क्रूर शठोधूर्तश्चनिर्भय ।
८ ९ १ ११ १२ १३
निर्दाक्षिण्य क्रूरकर्मा, चौरस्याष्टौ गुणा स्मृता॥१२३

અર્થ -દયા વિનાનો, કઠોર વચનો બોલનારો, ક્રૂર, લુચ્ચાઇવાળો, ધીઠો, ભયવિનાનો, દાક્ષિણ્યતારહિત તથા ક્રૂર કાર્યો કરનારો, એવી રીતના આઠ પ્રકારના ગુણો એટલે દપણો ચોરના કહેલ છે

चौरस्य पंच चिन्हानि, भ्रमद्दृग् चंचलाननं ।
वस्त्वासक्तमना व्यग्र, इतस्ततो निरीक्षणम्॥१२८॥

અર્થ-ચોરના નીચે પ્રમાણે પાંચ ચિન્હો જાણવા, તે ભ્રમયુક્ત દૃષ્ટિવાળો, ચંચળ મુખવાળો, વસ્તુઓમાં આસક્ત મનવાળો, વ્યગ્ર તથા આમતેમ જોનારો હોય છે

भय भिक्षा वधो दंड., शृंखलापदबंधनम् ।
शूलिकारोपणं मृत्यु फलानि चौरकर्मण ॥१२९॥

અર્થ-ભય, ભિક્ષા, વધ, દંડ, સાંકળથી થતું ચરણ બંધન, શૂળિપર ચઢવાપણું, તથા મૃત્યુ એટલાં ચોરીનાં ફળો છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

ज्ञातातो विजयस्य चौर्यकरणं संसारसद्भावनं,
चान्यस्माद्वसुभूतितस्करकथा श्रुत्वा त्यज दूरत ।
यत्पुण्यं भज रौहिणेयक इव मौढ सुखं लिप्ससे,
नोचेद्दुर्गतियातनाफलमिदं भुङ्क्ष स्वकर्मोदयात् ॥१३०॥

ડુબાવનારી ચોરી વિજયની ચોરી જાતા

સૂત્રમાથી જાણીને તથા અન્ય વસુભૂતિ ચોરની કથા સાભળીને તે ચોરીને હે પ્રાણી ? તુ દૂર ત્યજ ? અને જો તને ઉત્કૃષ્ટ ગુણની ઇચ્છા હોય, તો તુ રોહિણેય નામના ચોરની માફક પુણ્યને ભજ ? નહિતર તારા કર્મના ઉદયથી તારે દુર્ગતિનુ માઠુ ફળ ભોગવવુ પડશે

परस्त्रीद्वार-( अनुष्टुप्वृत्तम )

नित्य मनोवच कायै,-र्ये परस्त्रीषु लपट ।
सहते स हि दु र्गे च, श्वभ्रेषु ताडनादिकम् ॥ १२७ ॥

અર્થ –જે માણસ નિરતર મન, વચન અને કાયાથી પરસ્ત્રીમા લપટ થાય છે તે માણસને નરકોમા તાડનાદિકનુ દુખ સહન કરવુ પડે છે

रणे फलेच्च धूम्रश्चेत, सुयशा स्यात्कुकर्मण ।
कुवाक्याच्च लभते य,-स्तदा परस्त्रिय सुखम् ॥ १२८ ॥

અથ –જો નીતીના રણના અમફળ થાય, કુકર્મથી ઉત્તમ યશ થાય, તથા કુવચનથી જો સુખ મળે, તોજ પરસ્ત્રી સેવનથી સુખ મળે

इन्द्रधनु स्वराऽस्थरच्च, न वशा पवनो यथा ।
तथा दुर्ग्राह्यमेव स्यात परस्त्रीहृदय सदा ॥ १२० ॥

अर्थ -જેમ ઇન્દ્રના ધનુષ્યને હાથથી સ્પર્શ કરાતો નથી, તથા પવનને જેમ વશ કરી શકાતો નથી, તેમ પરસ્ત્રીનું મન પણ નિરંતર જાણી શકાતું નથી

२ ५ ६ ३ ४
लोके दुर्धरता ख्याता, या सार्धसप्तवार्षिकी ।
८ ७ ९ १० ११ १३ १ १२
परस्त्री सैव विज्ञेया, यत प्राप्नोति चापदम् ॥ १३० ॥

अर्थ -દુનિયામાં જે સાડાસાત વર્ષની પનોતી પ્રખ्યાત છે, તે આ પરસ્ત્રીનેજ જાણવી, કેમકે, તેથી દુઃખ થાય છે

( उपजातिवृत्तम् )

३ १ २ ४ ५ ६ ७ ८ ९
त्यजेत्सुखार्थी परदारसग, नोचेत्स पद्मोत्तरवद्भवेच्च ।
१० ११ १२ १५ १३ १४
मनातर गौतमतापसस्य, दारानुरागाद्भवद्रवे किम् १३१

अर्थ -સુખાર્થી માણસે પરસ્ત્રીનો સંગ ત્યજવો, નહિતર પદ્મોત્તર રાજાની માફક આપદા થાય છે, વળી અન્ય દર્શનીઓમા પણ ગૌતમઋષિની સ્ત્રીના અનુરાગથી સૂર્યની શી દશા થઇ છે ? તે વિચારો ?

पापद्वार-( अनुष्टुब्वृत्तम् )

१० १ २ ३
भवयु प्राणिनि पापा,-त्कामश्वासज्वरादय ।
७ ८ ३ ४ ६ ५
सगायोऽपि कदर्याश्च, नागश्रीजन्मदीनके ॥ १३२ ॥

અર્થ -પાપથી પ્રાણીઓને કામ અટલે ખાંસી, શ્વાસ તથા જ્વર આદિક વ્યાધિઓ થાય છે, તથા આ પૃથ્વીમા તેને નાગશ્રીની માફક નીચ ભોગતો થાય છે

अमृत कालकूट स्या,-न्मित्र शत्रु सुधीरधी ।
सज्जनो दुर्जन पापा, द्विपरीत फल त्विह ॥१२३॥

અર્થ -પાપથી અમૃત ઝેર થાય છે, મિત્ર શત્રુ થાય છે, ઉત્તમ બુદ્ધિવાળો નિર્બુદ્ધિ થાય છે, તથા સજ્જન દુર્જન થાય છે, એવી રીતે પાપથી વિપરીત ફળ થાય છે

गुणाश्च दोषता याति, पापतो हृच्च शून्यताम् ।
ज्ञानमज्ञानतामेव, भ्रमरोगादिव देहिन ॥ १२४ ॥

અર્થ -ભ્રમરોગથી જેમ, તેમ પાપથી પ્રાણીના ગુણો દોષપણાને પામે છે, હૃદય શૂન્યપણાને પ્રાપ્ત થાય છે, તથા જ્ઞાન અજ્ઞાનપણાને પામે છે

दुष्टा रामा सुता दुष्टा, दुष्टा परिजना जना ।
भ्रातरो दु खदातार , पापाद्भवति सर्वदा ॥ १२५ ॥

અર્થ -પાપથી નિરતર સ્ત્રીઓ, પુત્રો, તથા ચાકરો પણ દુષ્ટ થાય છે, અને ભાઇઓ સદા દુ ખ દેનારાઓ થાય છે

( इन्द्रवज्रावृत्तम् )

श्रीब्रह्मदत्तो नरचक्रवर्ती,
मृत्वा गतः सोऽपि हि सप्तमीं च ।
निर्गत्य तस्माद्भवपकमग्न,-
स्तत्राऽपि हेतु किल पातकस्य ॥ १३६ ॥

અર્થ –તે શ્રી બ્રહ્મદત્ત ચક્રી મૃત્યુ પામીને સાતમી નરકે ગયો, તથા ત્યાંથી નીકળીને તે જે સંસારરૂપી કાદવમાં મગ્ન થયો, તેમાં પણ પાપનુંજ કારણ મુખ્ય જાણવું

सम्यक्त्वप्रकार-( अनुष्टुप्वृत्तम् )

उपशामिकमेकं च, परं क्षायोपशामिकम् ।
तृतीयं क्षायिकं तुर्यं, सास्वादनं च वेदकम् ॥ १३७ ॥

અર્થ –એક ઉપશામિક, બીજું ક્ષાયોપશામિક, ત્રીજું ક્ષાયિક, ચોથું સાસ્વાદન તથા પાંચમું વેદક સમ્યકત્વ જાણવું

जैनधर्मे च दक्षत्वं, स्थैर्योन्नतिभक्तयः ।
तीर्थसेवेति पञ्चाऽपि, सम्यक्त्वभूषणानि च ॥ १३८ ॥

અર્થ –જૈન ધર્મમાં દક્ષતા, સ્થિરતા, ઉન્નતિ, ભક્તિ, તથા તીર્થ સેવા એ પાંચે સમકીતના ભૂષણો છે

शंकाकांक्षाविचिकित्सा, जैनादन्यस्य संस्तुतिः।
तत्संस्तवोऽपि पंचैव, सम्यक्त्वदूषणानि च ॥१३९॥

અર્થ -શંકા, કાંક્ષા, વિચિકિત્સા, જૈન સિવાય અન્યની સ્તુતિ, અને અન્ય મતની પ્રશંસા એ પાંચ સમકીતના દૂષણો છે

मूलं धर्मस्य सम्यक्त्वं, स्वर्गसौख्यफलप्रदम् ।
अनुक्रमेण मोक्षस्य, सुखदं भणितं ध्रुवम् ॥ १४० ॥

અર્થ -ધર્મના મૂળરૂપ એવુ સમકીત સ્વર્ગના સુખરૂપી ફળને દેનારૂ છે, તથા અનુક્રમે ખરેખર મોક્ષનું સુખ આપનારૂ કહ્યુ છે

( उपन्द्रवज्रावृत्तम् )

मनोवरत्नं हृदि यस्य नित्यं,
वसेद्वरं तस्य यशोऽपि महान् ।
लभेत पूजामिह मुक्तिमग्रे,
स भूपतिः श्रेणिकवत्पृथिव्याम् ॥ १४१ ॥

અર્થ -જેના હૃદયમા નિરંતર ઉત્તમ એવુ જ્ઞાનરૂપી રત્ન વસી રહ્યુ છે, તે માણસોનો અહિ પૃથ્વીમા યશ થાય છે,

તથા તે પૂજાને મેળવે છે, અને છેવટે તે શ્રેણિક રાજાની માફક મોક્ષને પ્રાપ્ત કરે છે

पुण्यद्वार-( अनुष्टुपवृत्तम )

कांतरूप यशोलाभ, विद्वत्त्व भामिनीसुखम् ।
पूर्ण धन सुत पुण्यात्, प्राप्नुयात् पूर्वसंचितात् ॥१४२

અર્થ –પૂર્વે સંચય કરેલા પુણ્યથી પ્રાણી મનોહર રૂપને, યશના લાભને, વિદ્વત્તાને, સ્ત્રીના સુખને, સંપૂર્ણ ધનને અને પુત્રને મેળવે છે

संभाव्यते ह्यसंभाव्य, निजपुण्यप्रभावत ।
दमयन्त्यास्तिलके य,-त्तेजोऽभूत् पूर्वपुण्यत ॥१४३॥

અર્થ –પોતાના પુણ્યના પ્રભાવથી અસંભવિત વસ્તુનો પણ સંભવ થાય છે, જેમકે, પૂર્વના પુણ્યથી દમયતીના તિલકમા તેજ થયું હતુ

राजमान धनाढ्यत्व, सद्गुणाढ्यप्रियासुखम ।
पूर्ण यशो विवेकित्व, पुण्यद्रुमफलानि च ॥१४४॥

અર્થ –રાજા તરફનું માન, ધનાઢ્યપણુ, સદ્ગુણી સ્ત્રીનુ સુખ, સંપૂર્ણ યશ, તથા વિવેકપણુ એટલા પુણ્યરૂપી વૃક્ષના ફળો છે

तीर्थंकरत्व चक्रित्व, वासुदेवत्वमेव च ।
लभते च नरो भूम्या, देवत्व पूर्वपुण्यत ॥ १४६॥

અર્થ –પૂર્વના પુણ્યથી માણસ આ પૃથ્વીમા તીર્થંકરપણું, ચક્રવર્તીપણુ, વાસુદેવપણુ, તથા દેવપણુ મેળવે છે

( इन्द्रवज्रावृत्तम् )

श्रीरामचद्रस्य महाजयोभूत्, पुण्यात्पुरा रावणसगरे च
पुण्याढ्यराजा परम प्रताप, लेभे बल तत्र नृपस्य हेतु ।

અર્થ –પૂર્વે કરેલા પુણ્યથી રાવણના સગ્રામમા શ્રી રામ ચદ્રજીનો મહાન્ જય થયો છે, તથા પુણ્યાઢ્ય રાજાએ જે ઉત્કૃષ્ટ પ્રતાપ તથા બળ મેળવ્યુ છે, તેના પુણ્યનોજ હેતુ છે

दानद्वार-( अनुष्टुप्वृत्तम् )

स्याज्जन्म सफल तस्य, सफल चाऽपि जीवितम् ।
यस्य वक्त्रे वसेन्नित्य, दानमित्यक्षरद्वयम् ॥ १४७॥

અર્થ –જેના મુખમા "દાન" એવા બે અક્ષરો હમેશા વસી રહ્યા છે, તેનો જન્મ તથા તેનુ જીવતર સફળ છે,

कलत्रपुत्रमौख्यानि, स्वर्गस्य सुखसपद ।
पचप्रकारभोगाश्च, प्राप्यते दानतो नरै ॥ १४८॥

અર્થ –દાનથી માણસોને સ્ત્રીપુત્રના સુખો, સ્વર્ગના સુખો, સંપદા, તથા પાંચ પ્રકારના ભોગો પ્રાપ્ત થાય છે

वादशक्तिर्मंत्रशक्ति-स्तंत्रशक्तिस्तथैव च ।
भवेत्पुंसां परं मह्यां, दानशक्तिस्तु दुर्लभा ॥ १४९ ॥

અર્થ –પુરૂષોને વાદશક્તિ, મંત્રશક્તિ, તેમ તંત્રશક્તિ પણ પ્રાપ્ત થાય છે, તથાપિ આ પૃથ્વીમાં દાનશક્તિ દુર્લભ છે

दानादिह महाकीर्ति, स्वर्गसौख्यं परत्र च ।
क्रमान्मुक्तिर्भवेल्लोके, श्रीश्रेयांसकुमारवत् ॥१५०॥

અર્થ –દાનથી આ લોકમાં મોટી કીર્તિ મળે છે, પરલોકમાં સ્વર્ગનું સુખ મળે છે, તથા અનુક્રમે શ્રી શ્રેયાંસ કુમારની માફક મોક્ષ મળે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

भूपाला अपि दुर्गपालसचिवश्रीसार्थवाहादयो,-
व्याला व्याघ्रगजादयः स्थलचरा भारण्डपक्ष्यादयः ।
भूतप्रेतपिशाचयक्षनिवहा यायान्ति वश्ये निजे,
येषां दानमनर्गलं करकजे तिष्ठेदवश्यं यदि ॥ १५१ ॥

અર્થ -જેઓના હસ્તકમળમાં અત્યંત દાન રહેલુ છે, તેઓને રાજાઓ, કીલ્લાના રક્ષકો, પ્રધાનો, સાર્થવાહ આદિ લોકો, સર્પ, વાઘ તથા હસ્તિ વિગેરે થળચરો, ભારંડ આદિ પક્ષિઓ, ભૂત, પ્રેત, પિશાચ, તથા યક્ષોના સમૂહો પણ પોતાને વશ થાય છે

शील द्वार-( अनुष्टपवृत्तम )

हस्तसिद्धिर्वचःसिद्धि, संपत्तस्य पदे पदे ।
श्रीसुदर्शनवद्यस्य, शीलमस्ति समुज्ज्वलम् ॥१५२॥

અર્થ -જેની પાસે શ્રી સુદર્શન શેઠની માફક ઉજ્જવળ શીલ રહેલુ છે, તેને હસ્તસિદ્ધિ, વચનસિદ્ધિ તથા પગલે પગલે સંપદા મળે છે

कदाग्रहग्रहग्रस्ता-नारदाः क्लेशकारिणः ।
लेभिरे नेऽपवर्गं च, तत्र शीलस्य कारणम् ॥१५३॥

અર્થ -કદાગ્રહરૂપી ગ્રહથી ગ્રસ્ત થએલા ક્લેશ કરાવનારા નારદો પણ જે મોક્ષ પામ્યા, તેમા પણ શીલનુજ કારણ છે

अग्निर्जलं द्विपन्मित्रं, तालपुटं सुधानिभम् ।
सिंधुः स्थलं गिरिर्भूमि,-र्हेतुः शीलस्य तत्र च ॥१५

અર્થ —અગ્નિ જે જળરૂપ થાય છે, શત્રુ મિત્રરૂપ થાય છે, ઝેર અમૃતતુલ્ય થાય છે, સમુદ્ર સ્થળરૂપ થાય છે, તથા પર્વત જે ભૂમિરૂપ થાય છે, તેમા પણ શીળનોજ હેતુ છે

यन्मन्त्र सिद्धता याति, तत्र फलति निश्चितम् ।
यत्र कार्यकर स्याच्च, तत्र शीलविजृम्भितम् ॥१७७॥

અર્થ —મંત્ર જે સિદ્ધ થાય છે, તત્ર નિશ્ચયે કરીને ફળે છે, તથા યત્ર જે કાર્ય કરનારો થાય છે, તેમા પણ શીળનુજ માહાત્મ્ય જાણવુ

( उपजातिवृत्तम )

प्रभावती चदनबालिका च,
राजीमती द्रुपदराजपुत्री ।
इत्यादिकानामुपसर्गहन्तॄ,
शील समाख्याति जिनैः सभासु ॥१७८॥

અર્થ —પ્રભાવતી, ચદનબાળા, રાજીમતી તથા દ્રાપદી ઇત્યાદિકોના ઉપસર્ગોને હરનારૂ જિનેશ્વરોએ સભાઓમા શીળજ કહ્યુ છે

રૂપી ઉત્તમ ગુરૂને મેળવ્યા હતા, તે ગુરૂની કૃપાથી તેઓ સ્વર્ગના સુખને ભજે છે, તથા છેવટે મનુષ્યભવ પામીને તેઓ મુક્તિના સ્વામી થાશે

ઉદ્યમ દ્વાર-( अनुष्टुप्वृत्तम् )

उद्यमेन विना विद्वन् ?, न सिद्ध्यन्ति मनोरथा ।
तीर्थंकरपदं लेभे, रेवत्युद्यमहेतुत ॥ १७७ ॥

અર્થ –હે વિદ્વાન્ ? ઉદ્યમ વિના મનોરથો સિદ્ધ થતા નથી, કેમકે, ઉદ્યમના હેતુથી રેવતીએ તીર્થંકરપદ મેળવ્યુ છે

भविष्यतीति यद्भाव्य, वदत्यालस्य देहिन ।
ज्ञानिनश्चेति जल्पन्ति, लभेरन् धर्मतो जयम् ॥१७८॥

અર્થ –જે થવાનુ હશે તે થાશે, એમ આળસુ માણસો બોલે છે, અને જ્ઞાનીઓ તો એમ કહે છે કે ધર્મથી જય મળે

तन्द्रा विहाय कर्तव्य , प्राणिभि सर्वथोद्यम ।
दानशीलतपोभावा , सार्था स्युर्जिनशासने ॥१७९

અર્થ –આળસને ત્યજીને પ્રાણીઓએ સર્વથા પ્રકારે ઉદ્યમજ કરવો, કેમકે, જેથી જિનશાસનમા દાન, શીળ, તપ અને ભાવ સાર્થક થાય

( इन्द्रवज्रावृत्तम् )

३ ४ २ ५ १
मौनं कृतं मल्लीजिनेन चात्र,
८ ९ १० ६ ७
तप्तं तपश्चादिजिनेन तीव्रम् ।
१३ १४ १२ ११
नानोपसर्गाः सहितास्तु वीरे,
१५ १६ १७ १८ १९
कोऽप्युग्रमं वारयितुं समर्थः ॥ १८० ॥

અર્થ—અહીંયા મલ્લીનાથ પ્રભુએ મૌન ધારણ કર્યું હતુ, આદિનાથ પ્રભુએ આકરો તપ કર્યો હતો, તથા વીર પ્રભુએ નાના પ્રકારના ઉપસર્ગો સહન કર્યા હતા, માટે ઉદ્યમને નિવારવાને કોણ સમર્થ છે

॥ इति श्रीहिंगुलप्रकरग्रंथ मूलान्वयभाषांतरसहित
समाप्त॥





सद्धाग्निचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्योनमः ॥

श्रीजयशेखरसूरिणोद्धृत

# ॥ धर्मसर्वस्वाधिकारः ॥

( મૂળાન્વય તથા ભાષાન્તર યુક્ત )

( अनुष्टुपवृत्तम् )

२ १ ४ ३ ५
श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
७ ८ ९ १० ११
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ १ ॥

અર્થ -ધર્મનું રહસ્ય સાંભળો તથા તે સાંભળીને ધારણ કરો, પોતાને ( ખુદ આપણને ) જે બાબતો પ્રતિકૂળ હોય, તે અન્ય પ્રત્યે ( બીજાઓ પ્રત્યે ) આચરવી નહીં

( वंशस्थवृत्तम् )

१ ३ २ ५ ४
यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः
६ ७ १२ ८ १३ ९ १० ११
तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेन तपोदयागुणैः ॥

અર્થ –જેમ, કષ, છેદ, તાપ અને તાડન, એ ચાર પ્રકારથી સોનાની પરીક્ષા કરાય છે, તેમજ પંડિત માણસ જ્ઞાન, શીળ, તપ અને દયારૂપ ગુણોએ કરીને ધર્મની પરીક્ષા કરે છે

( अनुष्टुपवृत्तम् )

कथमुत्पद्यते धर्म , कथं धर्मो विवर्धते ।
कथं च स्थाप्यते धर्म , कथं धर्मो विनश्यति ॥३॥

અર્થ –ધર્મ કયે પ્રકારે ઉત્પન્ન થાય છે ? તથા તે કેવી રીતે વૃદ્ધિ પામે છે ? અને તે શી રીતે સ્થિર કરી શકાય છે ? તેમજ શી રીતે તે ( ધર્મનો ) નાશ થાય છે ? ( તેનો વિચાર કરો )

सत्येनोत्पद्यते धर्मो, दया-दानेन वर्धते ।
क्षमया स्थाप्यते धर्म , क्रोधलोभाद्विनश्यति ॥४॥

અર્થ –સત્યથી ધર્મની ઉત્પત્તિ થાય છે, દયા અને દાનથી તેની વૃદ્ધિ થાય છે, ક્ષમાથી તે ( ધર્મ ) સ્થિર થાય છે, તથા ક્રોધ અને લોભથી તેનો ( ધર્મનો ) નાશ થાય છે

અહિંસા પ્રકરણ

सर्वे वेदा न तत्कुर्युः , सर्वे यज्ञाश्च भारत ।
सर्वे तीर्थाभिषेकाश्च, यत्कुर्यात्प्राणिनां दया ॥५॥

અર્થ –હે ભારત ! પ્રાણીઓપરની દયા જે કઇ ( અમૂલ્ય લાભ ) કરે છે, તે ( લાભ ) સઘળા વેદો, સવ યજ્ઞો, તથા સર્વે તીર્થોમા કરેલા સ્નાનો પણ કરી શક્તા નથી

१ २ ३ ४ ५
अहिंसा सत्यमस्तेय, त्यागो मैथुनवर्जनम् ।
६ ७ ८ ९ १०
एतेषु पचस्वेतेषु, सर्वे धर्मा प्रतिष्ठिता ॥ ६ ॥

અર્થ –અહિંસા, સત્ય, અસ્તેય ( ચોરી નહી કરવી ), ત્યાગ ( દાન ), અને મૈથુનનું વર્જન, એ કહેલી પાચ બાબતોમા સર્વે ધર્મોનું પ્રતિપાદન થાય છે

१ २ ५ ३ ४
अहिंसालक्षणो धर्मो, अधर्म प्राणिना वध ।
७ ८ ६ ११ ९ १०
तस्माद्धर्मार्थिना वत्स ?, कर्तव्या प्राणिना दया ॥७॥

અર્થ –દયા છે લક્ષણ જેનું એવો ધર્મ છે, તથા પ્રાણીઓની જે હિંસા તે અધર્મ છે, માટે હે વત્સ ? ધર્માર્થિ માણસે પ્રાણીઓની દયા કરવી

३ २ १ ७ ८ ६ ४ ५
ध्रुव प्राणिवधो यज्ञे, नास्ति यज्ञस्त्वहिंसक ।
१२ १३ १४ १० ११ ९
सर्वसत्त्वेषु हिंसैव, यदा यज्ञो युधिष्ठिर ? ॥८॥

અર્થ –યજ્ઞમા ખરેખર પ્રાણીનો વધ છે, યજ્ઞ હિંસા વિનાનો નથી, માટે હે યુધિષ્ઠિર ? જ્યારે યજ્ઞ કરીએ ત્યારે સર્વ પ્રાણીઓની હિંસાજ થાય છે

इन्द्रियाणि पशून् कृत्वा, वेदीं कृत्वा तपोमयीम् ।
अहिंसामाहुतिं कृत्वा, आत्मयज्ञं यजाम्यहम् ॥९॥

અર્થ –વિષ્ણુદેવ કહે છે કે, હે યુધિષ્ઠિર ? ઇન્દ્રિયોરૂપી પશુ કરીને, તથા તપરૂપ વેદી બનાવીને, અને દયારૂપી આહુતિ કરીને હુ આત્મરૂપી યજ્ઞ કરૂ છુ

यूपं छित्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।
यद्येवं गम्यते स्वर्गं, नरके केन गम्यते ॥ १० ॥

અર્થ –પશુને બાધવાનો યજ્ઞસ્તભ છેદીને, તથા પશુને હણીને, અને લોહીનો કર્દમ બનાવીને આ પ્રમાણે જ્યારે સ્વર્ગ જવાતુ હોય, તો હે યુધિષ્ઠિર ? પછી નરકે કોણ જશે ?

મહાભારતમા શાતિપર્વના પ્રથમ અધ્યાયમા કહ્યુ છે કે,

मातृवत्परदारेषु, परद्रव्याणि लोष्ठवत् ।
आत्मवत्सर्वभूतेषु, यः पश्यति स पश्यति ॥११॥

અર્થ –જે મનુષ્ય પારકી સ્ત્રીઓને વિષે માતાની પેઠે જુએ છે, તથા પારકા દ્રવ્યને ઢેફાની માફક જુએ છે, તેમજ સર્વ પ્રાણીઓને વિષે જે પોતાના આત્મા સમાન જુએ છે, તે જ તત્ત્વથી જોનાર છે

अहिंसा सर्वजीवाना, सर्वज्ञैः परिभाषिता ।
इदं हि मूल धर्मस्य, शेषस्तस्याति विस्तर' ॥१२॥

અર્થ-સર્વ જીવો પ્રત્યે દયા રાખવી એમ સર્વજ્ઞોએ કહેલુ છે, કેમકે, તે અહિંસાજ ધર્મનુ મૂળ છે, અને બાકીનો સત્યાદિક તો તેનો વિસ્તાર છે

अहिंसा प्रथम प्रोक्ता, यस्मात्सर्वजगत्प्रिया ।
तस्मात्सर्वप्रयत्नेन, कर्तव्या सा विचक्षणैः ॥१३॥

અર્થ -અહિંસા સર્વથી પહેલી કહેલી છે, કેમકે, તે સમસ્ત જગતને પ્રિય છે, માટે વિચક્ષણ પુરૂષોએ સર્વ પ્રયત્ને કરીને તે ( દયાજ ) કરવી

यथा मम प्रिया प्राणा,-स्तथा तस्यापि देहिन ।
इति मत्वा प्रयत्नेन, त्याज्य प्राणिवधो बुधैः ॥१४॥

અર્થ -જેમ મ્હારા પ્રાણ મ્હને વ્હાલા છે, તેમ' તે પ્રાણીને પણ તહેના પ્રાણ વ્હાલા છે, એમ માનીને પ્રયત્ન પૂર્વક પંડીતોએ જીવહિંસાનો ત્યાગ કરવો

मरिष्यामीति यद्दुःख, पुरुषस्यैह जायते ।
शक्यस्तेनानुमानेन, परोऽपि परिरक्षितुम् ॥१५॥

अर्थ –आ दुनीआमा "हुं मरी जइश" एवा विचा रथी माणसने जे दुःख थाय छे, ते ( दुःखना ) अनुमान उपरथी परजीवनुं पण रक्षण करवुं योग्य छे

उग्रत्त शस्त्रमालोक्य, विषादभयविह्वला ।
जोवा कंपति संत्रस्ता, नास्ति मृत्युसमं भयम् ॥१६॥

अर्थ –उगामेला शस्त्रने जोइने, खेद अने भयथी विह्वल थएला जीवो त्रास पामता छता कंपे छे, केमके, मृत्यु समान बीजो कोई भय नथी

कण्टकेनापि विद्धस्य, महती वेदना भवेत् ।
चक्रकुन्तासिशक्त्यान्त्रैश्छिद्यमानस्य किं पुनः ॥१७॥

अर्थ –कांटाथी विंधाएला प्राणीने पण ज्यारे म्होटी वेदना थाय छे, त्यारे चक्र, भालो, तलवार, तथा बरछी विगेरे शस्त्रोथी छेदाता प्राणीनी वेदनानी तो वातज शी करवी?

दीयते मार्यमाणस्य, कोटिर्जीवितमेव वा ।
धनकोटिं न गृह्णीयात्, सर्वो जीवितमिच्छति ॥१८॥

अर्थ –मरता एवा प्राणीने क्रोड धन अथवा जो जीवित आपीए, तो ते क्रोड धनने ग्रहण नहि करे, पण जीविनने ग्रहण करशे, केमके सर्व प्राणी जीविनने इच्छे छे

यद्दद्यात्काचन मेरुं, कृत्स्ना चापि वसुधराम् ।
सागर रत्नपूर्ण वा, नैव तुल्यमहिंसया ॥ १९ ॥

અર્થ -સોનાનો મેરૂ પર્વત આપ, અને સમસ્ત પૃથ્વીને આપે અથવા રત્ન થી ભરેલો સમુદ્ર આપે, પણ તે અહિંસાની ( અભયદાનની ) તુલ્ય આવતુ નથીજ

यो यत्र जायते जंतु, स तत्र रमते चिरम ।
तत सर्वेषु भूतेषु, दया कुर्वति साधव ॥ २० ॥

અર્થ -જે પ્રાણી જ્યા ઉત્પન્ન થાય છે, તે ત્યા લાંબા કાળ સુધી આનંદ ભોગવે છે, તેથી ઉત્તમ માણસો સર્વ પ્રાણીઓ ઉપર દયા કરે છે

अमेध्यमध्ये कीटस्य, सुरेंद्रस्य सुरालये ।
समाना जीवितकांक्षा, तुल्य मृत्युभयं द्वयो ॥२१

અર્થ -વિષ્ટામા રહેલા કીડાને, તથા દેવલોકમા રહેલા ઈંદ્રને જીવિતની ઈચ્છા સરખીજ છે, અને વળી તેઓ બન્નેને મૃત્યુનો ભય પણ તુલ્યજ છે

अहिंसा सर्वजीवाना,-माजन्मापि हि रोचते ।
नित्यमात्मनो विपये तस्मादन्येषा परेष्वपि ॥२२॥

અર્થ —સર્વ જીવોને અહિંસા (જીવિત) જન્મથી માંડીનેજ રૂચે છે, માટે સુજ્ઞોએ પોતાને વિષે જેમ, તેમ પરને વિષે પણ પ્રાણીઓ દયા રાખવી

जीवाना रक्षण श्रेष्ठं, जीवा जीवितकांक्षिण ।
तस्मात्समस्तदानेभ्य,-मभयदानं प्रशस्यते ॥ २३ ॥

અર્થ —જીવોનુ રક્ષણ કરવુ તે ઉત્તમ કાર્ય છે, કેમકે, જીવો જીવિતની ઇચ્છા રાખે છે, માટે સઘળા દાનોમા અભયદાન પ્રશસા કરવા લાયક છે

अहिंसा प्रथम पुष्प, पुष्पमिन्द्रियनिग्रह ।
सर्वभूतदयापुष्प, क्षमापुष्प विशेषत ॥ २४ ॥
ध्यानपुष्प तप पुष्प, ज्ञानपुष्प च सप्तमम् ।
सत्य चैवाष्टम पुष्पं, तेन तुष्यति देवता ॥ २५ ॥

અર્થ —પહેલુ પુષ્પ અહિંસા, બીજુ પુષ્પ ઇંદ્રિયોનો નિગ્રહ, ત્રીજુ પુષ્પ સર્વ પ્રાણીઓમા દયા, ચોથુ પુષ્પ વિશેષે કરીને ક્ષમા, પાચમુ પુષ્પ ધ્યાન, છઠ્ઠુ પુષ્પ તપ, સાતમુ પુષ્પ જ્ઞાન, અને આઠમુ પુષ્પ સત્ય છે, એવી રીતના પુષ્પોથી ( પૂજન કરવાથી ) દેવતાઓ પ્રસન્ન થાય છે

२ ३ ४ १ ५ ६ ७ ८ ९
पृथिव्यामप्यहं पार्थ ?, वायावग्नौ जलेऽप्यहम् ।
११ १० १२ १३ १५ १४
वनस्पतिगतश्चाहं, सर्वभूतगतोऽस्म्यहम ॥ २६ ॥

અર્થ -વળી હે યુધિષ્ઠિર ?? પૃથ્વીમા, વાયુમા, અગ્નિમા, જળમા અને વનસ્પતિમા પણ હું પ્રાપ્ત થએલો છુ, એની રીતે પાચે ભૂતોમા હુ પ્રાપ્ત થએલો છુ

२ ४ ३ ५ ७ १ ८ ६
यो मा सर्वगत ज्ञात्वा, न च हिंसेत्कदाचन ।
९ १० ११ १२ १४ १३ १५ १६ १७
तस्याह न प्रणश्यामि, स च मे न प्रणश्यति ॥२७॥

અર્થ -અને વળી જે માણસ મ્હને સર્વ વ્યાપક જાણીને કોઇ વખતે હિંસા કરતો નથી, તે માણસની હુ હિંસા કરતો નથી તથા તે મ્હારી હિંસા કરતો નથી

१ ६ ३ २ ५ ४
यो ददाति सहस्राणि, गवामश्वशतानि वा ।
८ ७ ९ १० ११
अभय सर्वसत्त्वेभ्य,-स्तद्दानमतिरिच्यते ॥ २८ ॥

અર્થ -જે માણસ હજારો ગાયો અથવા સેંકડો ઘોડાઓ આપે છે, ( દાન કરે છે, તે કઇ હિસાબમા નથી ) પણ જે માણસ સર્વ પ્રાણીઓ પ્રત્યે અભયદાન આપે છે, તે દાન સર્વથી શ્રેષ્ઠ ગણાય છે

२ १ ३ ४ ७ ८ ५ ६
…नाना सहस्र तु, यो द्विजेभ्य प्रयच्छति ।

૯ ૧૦ ૧૧ ૧૩ ૧૪ ૧૫ ૧૨
एकस्य जीवितं दद्यात्, कला नाप्नोति षोडशीम्॥

અર્થ -જે માણસ બ્રાહ્મણો પ્રત્યે હજારો હાથીઓનું દાન આપે છે, તે પણ શુ હિસાબમા છે? કેમકે, જે માણસ એકજ પ્રાણી પ્રત્યે જીવિતદાન આપે છે તેની સાથે સોળમે હિસ્સે પણ નથી

૬ ૭ ૮ ૯ ૧૦ ૧૨ ૧૧
ततो भूयस्तरो धर्मः, कश्चिदन्यो न भूतले ।
૨ ૧ ૪ ૩ ૫
प्राणिनां भयभीतानां,-मभयं यत्प्रदीयते ॥૩૦॥

અર્થ -માટે હે યુધિષ્ઠિર ? ? ભયભીત થએલા પ્રાણીઓને જે અભયદાન આપવુ, તેથી વધારે બીજો કોઇ પણ ધર્મ આ પૃથ્વીપર નથી

૫ ૧ ૨ ૪ ૩
वरमेकस्य सत्त्वस्य, दद्यादभयदक्षिणाम् ।
૧૦ ૬ ૭ ૯ ૮
न तु विप्रसहस्रेभ્यो, गोसहस्रमलंकृतम् ॥ ૩૧ ॥

અર્થ -વળી હે યુધિષ્ઠિર ? ? એક પ્રાણી પ્રત્યે અભયદાનની દક્ષિણા દેવી તે શ્રેષ્ઠ છે, પણ હજારો બ્રાહ્મણો પ્રત્યે આભૂષણયુક્ત હજારો ગાયો દેવી તે શ્રેષ્ઠ નથી

૪ ૩ ૨ ૫ ૧
अभयं सर्वसत्त्वेभ्यो, यो ददाति दयापरः ।
૭ ૬ ૯ ૧૦ ૧૧ ૮
तस्य देहविमुक्तस्य, भयं नास्ति कुतश्चन ॥૩૨॥

અર્થ -જે માણસ સર્વ પ્રાણીઓને દયામા તત્પર થયો થકો અભયદાન આપે છે, તે માણસને મૃત્યુ બાદ પણ કોઇ જગ્યાએ ભય પ્રાપ્ત થતો નથી

हेमधेनुवरादीना, दातार सुलभा भुवि ।
दुर्लभ पुरुषो लोके, य प्राणिष्वभयप्रद ॥ ३३ ॥

અર્થ -સુવર્ણ, ગાય અને વરદાનના દેનારાઓ તો આ પૃથ્વીમા સુલભ હોય છે, પણ જે માણસ પ્રાણીઓ પ્રત્યે અભયદાન આપે છે તેવો માણસ આ દુનીઆમા દુર્લભ છે

महतामपि दानाना, कालेन क्षीयते फलम् ।
भीताभयप्रदानस्य, क्षय एव न विद्यते ॥ ३४ ॥

અર્થ -મ્હોટા દાનોનું પણ ફળ કાળે કરીને ક્ષય પામેછે, પણ ભય પામેલા પ્રાણીને અભયદાન દેવાનુ જે ફળ તેનો ક્ષયજ થતો નથી

यथा ममाऽप्रिया मृत्यु, सर्वषा प्राणिना तथा ।
तस्मान्मृत्युभयत्रस्ता,-स्त्रातव्या प्राणिनो बुधै ॥

અર્થ -વળી હે યુધિષ્ઠિર ? એમ વિચારવુ કે જેમ મ્હને મૃત્યુ અપ્રિય લાગે છે, તેમ સર્વ પ્રાણીઓને પણ તે અપ્રિય

લાગે છે, માટે ડાહ્યા માણસોએ મૃત્યુના ભયથી ભયભીત થએલા પ્રાણીઓનુ રક્ષણ કરવુ

१ ४ २
एकत क्रतवः सर्वे, समग्रवरदक्षिणा ।
५ ६ ७
एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणम् ॥२६॥

અર્થ –વળી હે યુધિષ્ઠિર ? એક બાજુએ સમગ્ર વરદાનની દક્ષિણાવાળા સર્વ યજ્ઞો અને બીજી તરફ ભયભીત થએલા પ્રાણીના પ્રાણનુ રક્ષણ કરવુ, ( તે અતિ શ્રેષ્ઠ છે )

१ २ ३ ५ ४ ७
सर्वसत्त्वेषु यद्दान,-मेकसत्त्वे च या दया ।
९ ८ ११ १२ १० १३
सर्वदानप्रदानाद्धि, दयैवैका प्रशस्यते ॥ ३७ ॥

અર્થ –સર્વ પ્રાણીઓ પ્રત્યે જે સુવર્ણાદિકનુ દાન આપવુ, અને એક પ્રાણી પ્રત્યે દયા રાખવી આ બેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે સુવર્ણાદિકના દાનથી પણ એક પ્રાણી પ્રત્યેની જે દયા તે વધારે પ્રશસા કરવા લાયક છે

२ ३ ४ ५ ६
एकतः काचन मेरु, बहुरत्ना वसुधराम् ।
८ १० १२ ७ ११ १
एकस्य जीवित दद्या,-न्न च तुल्य युधिष्ठिर ? ॥३८॥

અર્થ –વળી હે યુધિષ્ઠિર ? એક બાજુથી સોનાનો મેરૂ ...ે પૃથ્વી આપે, અને એક પ્રાણીને

